# -: ધર્મગ્રંથો :-

| | |
|---|---|
| તુલસીકૃત રામાયણ-બે ગ્રંથોમાં ... | ૧૦-૦ |
| શ્રીમદ્ ભગવતી (દેવી) ભાગવત- ... | ૬-૦ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ-બે ગ્રંથોમાં ... | ૧૪-૦ |
| શ્રી શિવમહાપુરાણ-બે ગ્રંથમાં, સચિત્ર ... | ૧૨-૦ |
| વાલ્મીકિ રામાયણ-નવી આવૃત્તિ, બે ગ્રંથમાં | ૧૨-૦ |
| ગિરધરકૃત રામાયણ-૩જી આવૃત્તિ ... | ૪-૮ |
| શ્રીમદ્ ભાગવત-આ. ૧૩મી, ભાષાંતર, બે ગ્રંથમાં | ૧૦-૦ |
| ભાગવતનો એકાદશ સ્કંધ-એકનાથી ટીકા સાથે | ૫-૦ |
| શાંતિપર્વ-મહાભારતનું-ચાર ગ્રંથોમાં ... | ૮-૮ |
| મનુસ્મૃતિ-પ્રાચીન આર્યપ્રણાલિકાનો મહાન ન્યાય ગ્રંથ | ૪-૮ |
| ચંડીપાઠ-મૂળ સહિત ભાષાંતર, અન્ય સ્તોત્રો સાથે | ૧-૪ |
| નિત્યપાઠ-ઉત્તમ પ્રાર્થના-શ્લોકોનું સંકલન ... | ૦-૧૨ |
| સનાતન ધર્મ-ધર્મનું સાચું સ્વરૂપ બતાવતાં સૂત્રો-નું સંકલન ... ... ... | ૧-૦ |
| સંત-ગુરુનો પરિચય-વેદાંત-તત્ત્વજ્ઞાનનો પરિચય | ૨-૦ |
| સંતની વાતો-વાર્તાલાપ દ્વારા આધ્યાત્મિક જ્ઞાન | ૧-૮ |
| આપણો ધર્મ-સ્વામી પ્રકાશાનંદજી ... | ૨-૦ |
| વેદાંત-રસબિંદુ-સંત મંગળનાથકૃત વેદાંતબોધ | ૦-૧૨ |
| મનુષ્યધર્મ-'ધર્મ એટલે શું' એ વિષે ઉપનિષદો, સંતો અને ગાંધીજીનાં વચનોનો સંગ્રહ... | ૨-૦ |
| પંચીકરણ-વેદાંતની ક્રિયાપ્રક્રિયા સમજાવતો ગ્રંથ | ૨-૦ |
| વિચારસાગર-નિશ્ચલદાસજીકૃત વેદાંતનો પ્રાકૃત ગ્રંથ | ૩-૦ |

[ અનુસંધાન માટે જુઓ ટાઈટલ પાન ૩

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

મહાકવિ શામળ ભટ્ટ વિરચિત

# નંદબત્રીસી



★

પ્રયોજક:
'શિવમ્ સુંદરમ્' બી. એસસી.

★

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે: ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨

★

૭ આના

# નિવેદન

આ સંસ્થા તરફથી કવિ શામળ ભટ્ટની કાવ્ય-કથાઓ પરથી સરળ ગદ્યમાં 'વિક્રમની વાતો', 'મદનમોહના', 'વૈતાલની વાતો' અને 'બરાસ-કસ્તૂરી'–વાર્તાપુસ્તકો પ્રગટ થયાં છે. એ જ રીતે તેમની એક વધુ કૃતિ 'નંદબત્રીસી' પ્રગટ થાય છે.

'નંદબત્રીસી' વાર્તાનો ઉદ્દેશ શીલનો મહિમા ગાવાનો છે.

'નંદબત્રીસી' વાર્તાનો નાયક નંદરાજા છે. પ્રધાનની પત્નીના સતીત્વ સંબંધી વાર્તામાં સોગઠાંબાજી રમતી વેળાએ વીસ વખત, અને વાવમાં પાણી પીવા જતી વખતે બાર વખત, એમ કુલ બત્રીસ વખત રાજા અને પ્રધાન વચ્ચે સવાલ–જવાબની આપલે થાય છે. આ ઉપરથી વાર્તાનું નામ 'નંદબત્રીસી' કવિએ રાખ્યું હોય તેમ લાગે છે.

ગુજરાતભરમાં પ્રસિદ્ધ આ બોધક વાર્તાની લખાવટમાં પ્રયોજકે યોગ્ય ફેરફારો કરી તેને સરળ અને ભાવવાહી બનાવવાનો બનતો પ્રયત્ન કર્યો છે. આશા છે કે આ વાર્તા વાચકોને પ્રિય થઈ પડશે.

મુંબઈ, તા. ૬–૭–'૫૩

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# અનુક્રમ

# ૧ : નગરચર્યા

એક હતો રાજા.

એનું નામ નંદસેન.

નંદસેન રાજા કાંઈ જેવોતેવો રાજા નહોતો. એ ગૌબ્રાહ્મણપ્રતિપાળ હતો. કર્ણ જેવો દાનેશ્વરી હતો. એ ગરીબોનો બેલી હતો. ભગવાનનો ભારે ભક્ત હતો. પચીસ વર્ષના એ યુવાન રાજાના રાજ્યમાં વાઘબકરી એક આરે પાણી પીતાં હતાં.

રાજા પોતે જેવો વીર હતો તેવો જ વિદ્વાન ને શીલવાન પણ હતો. એણે પોતાને માટે નવી રાજધાની બંધાવી અને પોતાના નામ પરથી એનું નામ 'નંદનગરી' રાખ્યું.

નંદનગરી ઇંદ્રની અમરાવતીને પણ ઝાંખી પાડે એવી રળિયામણી હતી. ત્યાં પંડિતોનો વાસ હતો. આંગણે-આંગણે ભાતભાતની વેલોના માંડવા હતા. કમળોથી ભરેલાં સરોવર હતાં. ત્યાં આમ્રકુંજો હતી, કદલીવન પણ હતાં. એનાં વન-ઉપવનો કોયલ, મેના અને પોપટ વગેરે પક્ષીઓના મધુર કલરવથી ગુંજી ઊઠતાં હતાં.

નંદરાજાની પ્રજા સર્વ વાતે સુખી હતી.

રાજા પરદુઃખભંજન હતો. એક વાર એને નગરચર્યા જોવાનું મન થયું. એને થયું, 'લાવ, જોઉં તો ખરો, મારી પ્રજા ખરેખર સુખી છે કે નહિ? મારા ન્યાય વિશે રૈયતમાં કેવું બોલાય છે?'

આમ રાજા એક દિવસ મધરાતે ઊઠ્યો. હથિયારપડિયાર સજ્યાં. અંધારપિછોડો ઓઢ્યો; એકલપંડે નગરચર્યા જોવા ઊપડ્યો. રાજાએ તો ચોક મૂક્યા અને ચૌટાં વટાવ્યાં. એમ કરતાંકરતાં એ આખું શહેર ખૂંદી વળ્યો અને ફરતોફરતો શહેરની પાદરે આવેલા સરોવરે પહોંચ્યો.

પાદર બધું સૂમસામ હતું. સરોવરનાં પાણી શાંત હતાં. ત્યાં એક અચરજ થયું. સરોવરના પગથિયા પર બેસી કોઈ ધોબી અત્યારે મધરાતે કપડાં ધોતો હતો! રાજા ખૂબ નવાઈ પામ્યો. મનોમન બોલ્યો: 'આ વેળા તે કયો ધોબી નવરો પડ્યો હશે? ના, ના! અત્યારે તો કોઈ હોય! આ તો કોઈ અવગતિયા ધોબીનું ભૂતભૂત હશે!'

પણ એ બહાદુર હતો. આવા કાંઈક ભૂતભૂતડાંને એણે ભગાડી દીધાં હતાં. એ પેલા ધોબીની નજીક ગયો. પૂછ્યું: 'કોણ છે, ભાઈ?' ધોબીએ પણ સામું પૂછ્યું: 'તું કોણ છે?' એ ધોબીને ય મનમાં થયું, 'આ તો કોઈ ભૂતપ્રેત આવી ચડ્યું છે અને કપટથી મારી સાથે

હેતપ્રીત બાંધવા માગે છે!'

રાજાને ધોબી પર ખૂબ રીસ ચડી. ક્રોધના આવેશમાં તે બોલ્યો: 'બસ, હવે બહુ થયું. તું કોણ છે એ જલદી કહી દે; નહિતર અબઘડી તારું માથું ધડથી જુદું કરી નાખું છું! ભૂતપલીતને તો હું ખિસ્સામાં રાખું છું ને રાક્ષસને તો હું જીવતો મૂકતો નથી, સમજ્યો? તો ડાહ્યો થઈ બોલી દે, તું કોણ છે?'

પણ ધોબી માથાનો મળ્યો હતો. એની એ જ શાંતિથી એ તો કપડાં ધોતો રહ્યો. બોલ્યો: 'ભૂતના બાપથી યે આ બંદા બીતા નથી. પરંતુ પહેલાં આપ કોણ છો તે તો કહો!'

રાજા વિદ્વાન હતો, એણે સમસ્યામાં પોતે કોણ છે તે બતાવ્યું:

(છપ્પો)

'કરું રંકને રાય, રાયને રંક કરીજે,
મારે વશ સૌ કોઈ, કોઈ વશ અમો ન રહીજે;
અનમી ને અહંકારી, વાત સૌ દિલની દાખું,
પુત્ર, મિત્ર સૌ જંન, તેમને લેખે રાખું;
મારણ પાલન માનવ અમો, પરદેહી જીવ ઘાણું નહીં,
લક્ષ જીવ સાથે નિત નિસરું, તે એકલો આવ્યો અહીં.

ઘડીના છઠ્ઠા ભાગમાં રંકને રાજા અને રાજાને રંક કરવાની મારી પાસે શક્તિ છે. સૌ મારે તાબે છે, પણ હું કોઈનો તાબેદાર નથી. હું કોઈને નમતો

નથી. સગો દીકરો ભલેને રહ્યો, ગમે તેવો નિકટનો મિત્ર ભલેને રહ્યો, કે ગમે તેવો ચમરબંધી માણુસ ભલેને રહ્યો, પરંતુ ન્યાયની વાતમાં હું એ બધાને સમાન લેખું છું. અરે, ભગવાન અને મારામાં એટલો જ ફેર છે કે એમની માફક કોઈનામાં જીવ ઘાલવાની મારી પાસે શક્તિ નથી. બાકી પ્રભુની માફક હું પણ જિવાડવો હોય તેને જિવાડું છું ને મારવો હોય તેને મારું છું! રોજ તો હું લાખો માણુસોનો રસાલો સાથે રાખીને નીકળું છું. આવો માણુસ આજે એકલ-પંડે તારી સન્મુખ ઊભો છે એનો ખ્યાલ રાખ.'

ચતુર ધોબી આ સમસ્યાનો અર્થ સમજી ગયો. એ મનોમન બોલ્યો : આ તો મારો નંદસેન રાજા. પણ હા, એ મારો રાજા છે, તો હું એની પ્રજા છું, માટે મારું નામ પણ લાવ, સમસ્યામાં જ બતાવું. એ બોલ્યો, 'ત્યારે મારું નામ પણ સાંભળો :

(છપ્પો)

ધરે અંગ રાય ને રંક, રંક રાજા શો દીસે,
શોભે શાહ-સુલતાન, માન પામે મન હીસે;
એક વસાનો જંન, કરું હું લક્ષ વસાનો,
મુજ રીસથી બને, માનવી અર્ધ ટકાનો;
વળી જે ઢાંકણ જગ વિષે, રૂપ સમારે તાહરું,
એમો સમારું તેહને, નામ સમજી લ્યો માહરું.

મારી પાસે એવી વસ્તુ છે, જેને પોતાના શરીર

પર ગરીબમાં ગરીબ માણુસથી માંડીને પૈસાદારમાં પૈસાદાર માણુસ ધારણુ કરે છે. મોટા શાહ-સુલતાનો પણુ મારી એ વસ્તુ અંગ પર ધારણુ કરીને પોતાની શોભા વધારે છે અને મનમાં હરખાય છે. અરે, મારી એ ઈલમી વસ્તુથી એક ટકાના માણુસને હજાર ટકાનો કરી મૂકું; અને જો રિસાઉં તો એ વસ્તુ વડે જ ગમે તેવા ચમ્મરબંધીને ટકાનો કરી મૂકું! આખા જગતનું એ ઢાંકણુ છે. તમારા રૂપની શોભાને જે વસ્તુ ચમકાવે છે તેને હું ચમકાવનારો છું. હવે મારું નામ તમે પણુ મર્મમાં સમજી લ્યો.'

આમ રાજા અને ધોબી એકમેકને ઓળખીને હરખ્યા. ધોબી રાજાને નમન કરી એક બાજુ બેઠો અને બોલ્યો: 'રાજાજી, પહેલાં મને એક વાત પૂછવાનું મન થાય છે.'

રાજા કહે: 'પૂછ ને, એમાં સંકોચ શા માટે રાખે છે? પ્રજા તો મારે દીકરા જેવી છે.'

ધોબી: 'મહારાજ, આટલી મોડી રાતે આપ અહીં કેમ પધાર્યા છો? સાથે એકે અંગરક્ષક પણુ રાખ્યો નથી!'

રાજા: 'ભાઈ, નગરચર્યા જોવા તો એકલું જ જવાય ને? પરંતુ મારે તને એક વાત પૂછવાની છે. આ તું આમ મધરાતે કોનાં લૂગડાં ધોવા આવ્યો

છે? જોજે મને સાચેસાચી વાત કહેજે.'

ધોબીએ હસતાંહસતાં કહ્યું: 'મહારાજ, ધોબી તે અહીં શા કામે આવતો હશે? લૂગડાં ધોવા જ તો!'

રાજા કહે: 'એ વાત સાચી; પણ આખો દિવસ લૂંગડાં ધોવાનો પડ્યો છે, ત્યારે તું આમ મધરાતે શું કામ ધોવા બેઠો છે? નક્કી મને આમાં કંઈ ભેદ લાગે છે.'

ધોબી કહે: 'સાંભળો ત્યારે, રાજાજી! આ એક મદઘેલી નારનાં વસ્ત્રો અત્યારે હું ધોવા બેઠો છું. દિવસે ધોવા બેસું તો ભમરા મને એક ઘડી પણ જંપવા દેતા નથી. એ રૂપસુંદરીના પરસેવાની સુગંધ એવી છે કે તેને લેવા ભમરાઓ ક્યાંક્યાંથી આવી, દીવા પર કૂદી પડતા પતંગિયાની પેઠે તૂટી પડે છે! બોલો, પછી હું કરું પણ શું?'

પોતાના નગરમાં આવી પદ્મણી સ્ત્રી રહે છે એ જાણીને રાજાના અંતરમાં અત્યંત હર્ષ થયો, પણ સાથેસાથે એના મનમાં ખોટો ભાવ પણ પેદા થયો. જાણે ખુશાલી બતાવતાં એ બોલ્યો: 'ભાઈ, જેના પરસેવાની સુગંધી લેવા ભમરાઓ મરી ફીટે છે, એવી તે કોણ દેવાંગના સ્ત્રી મારા નગરમાં વસે છે? બોલ, ઝટ કહે.' ધોબી ચાલાક હતો. રાજાના મલિન મનોભાવ એ કળી ગયો. એ બોલ્યો: 'મહારાજ, મારા

મોંએ એ સતી સ્ત્રીનું નામ ન લેવડાવો તો સારું. સતી સ્ત્રીનું બીજાને નામ આપવું એ પણ પાતક છે. આપ ચતુરસુજાણ છો, એટલે શાસ્ત્રની વાત આપનાથી છાની નહિ હોય. શાસ્ત્રમાં કહ્યું છે: જો ભવસાગર તરી જવો હોય તો આટલાં વાનાંનો ત્યાગ કરવો—સાપ સાથે રમત, વાણિયાની ભાઈબંધી, ઝેરનું ભોજન અને સ્ત્રીનો સંગ.'

રાજા ધોબી પર છંછેડાઈ ગયો: 'અરે, એવી તો લાખો સ્ત્રીઓને હું જાણું છું. આ તો એના પગનાં પગરખાં બરાબર પણ નથી, પણ એ વાત પછી! પહેલાં તું એનું નામ કહે.'

ધોબી ગભરાઈને બોલ્યો: 'મહારાજ, આપ માબાપ છો. આપનો હાથ ઊંચો છે. આપને નામ જાણવું છે, તો કહું છું.'

રાજા કહે: 'હા, મારે જાણવું જ છે. ત્યારે આ બધો ફોગટ લવારો સમજે છે?'

પણ ધોબી મગનું નામ મરી પાડે એવો નહોતો. એ બોલ્યો: 'લો, મહારાજ, હું તમને આ એક સમસ્યા કહું છું, તેમાંથી તમે બધું સમજી લેશો.'

રાજા કહે: 'ભલે, મારે પાડાપાડીનું કામ નથી; દૂધનું કામ છે.'

એટલે ધોબીએ આગળ ચલાવ્યું: 'પહેલાં એની જ્ઞાતિ સાંભળો. કહું છું:

(છપ્પો)

વર્ણ સહુથી રંક, અંક રાજાથી ઝાઝો,
જાત શિરોમણિ શાણ, લોક માને જશ આઝો;*
તમને જીતે તેહ, તેહ તમથી ન જિતાયે,
એ વચન તમને કહ્યું, એ નર જીતો હો રાયે;
ભોગી તમ સરખો ઘણે, આધ અધિકાર અતિઘણે,
પરખો જાત અમદા તણી, પદ્મની નાર ઘર તે તણે.

એની વર્ણ–વરણ–જ્ઞાતિ સૌથી રાંક (ગરીબ) ગણાય છે; છતાં એની કિંમત (આંક) રાજાથી પણ વધારે અંકાય છે. શાણી જ્ઞાતિઓમાં પણ એની જ્ઞાતિ સૌથી શાણી છે. લોકો એ જ્ઞાતિની ચતુરાઈને ખબુ વખાણે છે. અરે, કોઈવાર એ તમને જીતી જાય એ બને, પરંતુ તમારાથી એને જીતી શકાય નહિ. એક રાજાના જેટલો વૈભવ આ લોકો ભોગવે છે; એટલું જ નહિ, અમલદારોમાં એમનું સ્થાન સર્વશ્રેષ્ઠ હોય છે. આવી જ્ઞાતિના માણસને ઘેર આ પદમણી સ્ત્રી વસે છે. મેં તો તમને આ મર્મવચન કહ્યું.

જુઓ હવે એ સ્ત્રીના પતિનો અધિકાર પણ સાથે-સાથે કહી દઉં:

(ચોપાઈ)

આપ ઘેર આવે જે કામ, તેનું જે કહેવાયે નામ,
રાંધ્યું અન્ન જેને કહેવાય, તેનું નામ વિચારો રાય;

* આઝો=આમન્યા

**એ બેનો કરો એક વિચાર, મેં કહી તે સ્ત્રી તે ઘેર નાર,**
**પંખી ઊડે જેને જોર, એ વાતનો એટલો અંકોર.**

આપને ઘેર જે હમેશાં કામ માટે આવે છે તેમજ પારકે ઘેર રાંધેલા અન્નનું જે નામ છે, (પર=પારકું+ધાન=અનાજ) તે પુરુષને ઘેર આ સ્ત્રી છે, અર્થાત્ પ્રધાનની સ્ત્રી.

## ૨ : 'જેવી આજ્ઞા'

ધોબીની વાત પરથી રાજાએ ચોક્કસ જાણી લીધું કે આ તો મારા પ્રધાનની જ સ્ત્રી છે. એટલે એનું મન ખૂબ વિહ્વળ થઈ ગયું. એનું દિલ એ પદ્મણી સ્ત્રીના વિચારમાં ખૂંપી ગયું. અહીંથી તે સીધો પોતાને મહેલે ગયો અને જઈને 'શોકભવન'માં પડ્યો. એની આકુળતા એટલી બધી વધી ગઈ કે એને ઊંઘવાનું કે ખાવાનું સાંભર્યું નહિ!

શાણો ય ચૂક ખાઈ જાય છે, તેમ આ રાજાનું થયું. સ્ત્રીસંગ કેવી બૂરી વસ્તુ છે એનો તેને ખ્યાલ ન રહ્યો. સ્ત્રીનું દર્શન ચિત્તને હરે છે, એનો સ્પર્શ બળનો નાશ કરે છે અને એનો સમાગમ વીર્યનો ક્ષય કરે છે. ખરેખર, સ્ત્રી એ રીતે સાક્ષાત્ રાક્ષસી છે: શાસ્ત્રનાં આ વચનો અત્યારે રાજાના લેખામાં ન રહ્યાં,

(છપ્પો)

વર્ણ સહુથી રંક, અંક રાજાથી ઝાઝો,
જાત શિરોમણિ શાણુ, લોક માને જશ આઝોઃ*
તમને જીતે તેહ, તેહ તમથી ન જિતાયે,
એ વચન તમને કહ્યું, એ નર જીતો હો રાયે;
ભોગી તમ સરખો ઘણે, આધ અધિકાર અતિઘણે,
પરખો જાત અસદ્દા તણી, પદ્મની નાર ઘર તે તણે.

એની વર્ણ–વરણ–જ્ઞાતિ સૌથી રાંક (ગરીબ) ગણાય છે; છતાં એની કિંમત (આંક) રાજાથી પણ વધારે અંકાય છે. શાણી જ્ઞાતિઓમાં પણ એની જ્ઞાતિ સૌથી શાણી છે. લોકો એ જ્ઞાતિની ચતુરાઈને બહુ વખાણે છે. અરે, કોઈવાર એ તમને જીતી જાય એ બને, પરંતુ તમારાથી એને જીતી શકાય નહિ. એક રાજાના જેટલો વૈભવ આ લોકો ભોગવે છે; એટલું જ નહિ, અમલદારોમાં એમનું સ્થાન સર્વશ્રેષ્ઠ હોય છે. આવી જ્ઞાતિના માણસને ઘેર આ પદમણી સ્ત્રી વસે છે. મેં તો તમને આ મર્મવચન કહ્યું.

જુઓ હવે એ સ્ત્રીના પતિનો અધિકાર પણ સાથે-સાથે કહી દઉં:

(ચોપાઈ)

આપ ઘેર આવે જે કામ, તેનું જે કહેવાયે નામ,
રાંધ્યું અન્ન જેને કહેવાય, તેનું નામ વિચારો રાય;

* આઝો=આમન્યા

**એ બેનો કરો એક વિચાર, મેં કહી તે સ્ત્રી તે ઘેર નાર,**
**પંખી ઊડે જેને જોર, એ વાતનો એટલો અંકોર.**

આપને ઘેર જે હમેશાં કામ માટે આવે છે તેમજ પારકે ઘેર રાંધેલા અન્નનું જે નામ છે, (પર=પારકું+ધાન=અનાજ) તે પુરુષને ઘેર આ સ્ત્રી છે, અર્થાત્ પ્રધાનની સ્ત્રી.

## ૨ : 'જેવી આજ્ઞા'

ધોબીની વાત પરથી રાજાએ ચોક્કસ જાણી લીધું કે આ તો મારા પ્રધાનની જ સ્ત્રી છે. એટલે એનું મન ખૂબ વિહ્વળ થઈ ગયું. એનું દિલ એ પદ્મણી સ્ત્રીના વિચારમાં ખૂંપી ગયું. અહીંથી તે સીધો પોતાને મહેલે ગયો અને જઈને 'શોકભવન'માં પડ્યો. એની આકુળતા એટલી બધી વધી ગઈ કે એને ઊંઘવાનું કે ખાવાનું સાંભર્યું નહિ!

શાણો ય ચૂક ખાઈ જાય છે, તેમ આ રાજાનું થયું. સ્ત્રીસંગ કેવી બૂરી વસ્તુ છે એનો તેને ખ્યાલ ન રહ્યો. સ્ત્રીનું દર્શન ચિત્તને હરે છે, એનો સ્પર્શ બળનો નાશ કરે છે અને એનો સમાગમ વીર્યનો ક્ષય કરે છે. ખરેખર, સ્ત્રી એ રીતે સાક્ષાત્ રાક્ષસી છે: શાસ્ત્રનાં આ વચનો અત્યારે રાજાના લેખામાં ન રહ્યાં,

એટલે રાજાએ વિચાર્યું: પ્રધાનની સ્ત્રી હાથ કરવી હોય તો પહેલાં પ્રધાનને અહીંથી ગમે તે કામે દૂર કરી દેવો જોઈએ. બીજે દિવસ થયો અને રાજાએ ભરસભામાં પ્રધાનને કહ્યું: 'જુઓ પ્રધાનજી, તમે હમણાં ને હમણાં કચ્છ દેશમાં ઊપડો અને ત્યાંથી આપણા લશ્કર માટે મનગમતા ઘોડા લઈ આવો. સાથે જેટલું લશ્કર લઈ જવું હોય તેટલું લઈ જાઓ; ખર્ચના સામું જોશો નહિ.'

પ્રધાન શાણો હતો. એ કહે: 'રાજાજી, આટલી બધી શી ઉતાવળ છે? પાછો આજનો તો વ્યતીપાતનો દહાડો છે. માટે આજે ન જઉં તો? વળી ઘોડાની આપણે એટલી તાકીદ પણ નથી.'

મોહાંધ રાજાએ ક્રોધે ભરાઈને કહ્યું: 'આ શું કહ્યું તમે? મારે આવા સેવકો નથી જોઈતા! મારે તો આજ્ઞાંકિત સેવકો જોઈએ છે. તમે એમ કહેવા માગો છો કે ભરસભામાં બોલેલો મારો બોલ ફોક જાય? જાઓ, ચાકરો તે આવા હોતા હશે?

(ચોપાઈ)

ચાકર તે જે પાળે બોલ, માણસ તે જે પાળે કોલ,
સ્ત્રી તે જે પાળે પતિધર્મ, બ્રાહ્મણ જે પાળે ખટકર્મ;
પવિત્ર જે પાળે આચાર, હરિજન જે મૂકે સંસાર,
રાજા જેહ પ્રજાપ્રતિપાળ, સત્યવાદી નવ બોલે આળ;
પંડિત જે પરખે પુરાણ, શાસ્ત્રી જે હોયે સુજાણ,
જોગી તે જે પાળે જોગ, સંસારી જે સમજે ભોગ,

વ્રતિક તે જે વ્રત આચરે, દુઃખભંજન તે સૌએ દુઃખ હરે,
પુત્ર તે જે ગયાવર્ત* જાય, જીત્યો તે જે ગંગા ન્હાય;
ધનપતિ તે જે ધારે ધરમ, સંન્યાસી તે જે જાણે બ્રહ્મ,
રળ્યો તે જે ખરચે હાથ, સારી સ્ત્રી જે સ્વર્ગે સાથ;
જ્ઞાની તે જે વિભૂતિ ધરે, ત્યાગી તે જે આશ ન કરે;
મહીપતિનું જે રાખે માન, તેનું નામ પૂરો પરધાન.

રાજાનું આટલું બધું લાંબું ભાષણ સાંભળી પ્રધાન તો થીજી જ ગયો. ગમે તેવો તો યે તે રાજાનો નોકર હતો, ચિઠ્ઠીનો ચાકર હતો ! એટલે 'જેવી આજ્ઞા' કહી, જોઈતું ઠારવતું લશ્કર ને નાણું લઈ કચ્છ દેશ રવાના થયો.

## ૩ : પોપટની વકીલાત

મધરાત થઈ ને નગર બધું ઊંઘી ગયું એટલે કામવિહ્વળ રાજા ઊઠ્યો. સીધો પ્રધાનને મહેલ ગયો. ત્યાં દરવાજા આગળ દરવાને એને રોકયો. રાજાએ પોતાની ઓળખાણ આપી, એટલે દરવાન જરાક ખમચાયો; છતાં પૂછ્યું: 'મહારાજ, અત્યારે રાતને વખતે આપને શું કામ છે? વળી પ્રધાનજી પણ ઘેર નથી. માત્ર એમનાં સ્ત્રી એકલાં જ ઘરમાં છે. એટલે હું તો દરવાજા નહિ ઉઘાડું.'

* ગયા (ગયા શ્રાદ્ધ કરવા) જાય.

એટલે રાજાનો મિજાજ ગયો. તડૂકીને બોલ્યો: 'એટલે તું સમજે છે શું? ચાકરનો યે ચાકર થઈ મારા હુકમની અવગણના કરે છે? નહિ ઉઘાડે તો હમણાં તને જ ચોર ઠરાવીશ! માટે ડાહ્યો થઈને દરવાજા ખોલ, તો કંઈક પામીશ. નહિતર હાથ ઘસતો રહી જઈશ!'

દરવાન ઢીલો પડ્યો. રાજાએ એને નવ હજારની કિંમતનાં પોતાનાં કાન-કુંડળ કાઢી આપ્યાં. નાણું દેખીને મોટામોટા મુનિવરો ય ચળે છે, તો આ તો હલકા દરજ્જાનો દરવાન! એણે ઝટ દરવાજા ઉઘાડી નાખ્યા.

હવે રાજા પ્રધાનના મહેલમાં દાખલ થયો.

ઇંદ્રના દરબાર જેવું દીવાનનું દીવાનખાનું જોઈને તે ચકિત થઈ ગયો. તે વધુ અંદર ગયો. ત્યાં પ્રધાનની સ્ત્રી એક પોપટની સાથે બેઠી હતી. એ અથાક રૂપવતીને જોઈને રાજાના આશ્ચર્યની સીમા ન રહી.

રૂપરૂપના અંબાર સમી એ રમણીને રાજા જોઈ જ રહ્યો. તેનો મોહ વધતો ચાલ્યો. તે કામાતુર બન્યો. એ વિવેકબુદ્ધિ ખોઈ બેઠો. બુદ્ધિએ જાણે કામાતુર બનેલા રાજામાંથી વિદાય લીધી હતી. એ લાજશરમ ખોઈ બેઠો, રાજાપણું ભૂલી ગયો અને માનમરતબો વીસરી ગયો.

પણ વિલોચન પ્રધાનની પત્ની-ઇંદુમતી જેવી

રૂપસુંદરી હતી તેવી જ ગુણસુંદરી હતી. એ સતી સ્ત્રી હતી. વળી વાણિયાની દીકરી હોવાથી એ ચકોર પણ હતી. રાજાની મેલી નજર એનાથી અછતી ન રહી. આમ તો એ બહાદુર અને તેજસ્વિની હતી, પરંતુ અજવાળી તો યે રાત ! રાજા આગળ એનું શું ગજું ? ભયથી એ ભડકી ગઈ અને એવી જ દષ્ટિએ એણે પોતાના પાળેલા—પ્યારા પોપટ સામું જોયું.

પોપટ પોતાની શેઠાણીની મૂંઝવણ સમજી ગયો. એ દેવાંશી પોપટ હતો. એ પોતાની કાલી ભાષામાં ઇંદુમતીને ધીરજ બંધાવતાં કહેવા લાગ્યો: ‘ શેઠાણી, તમે જરા યે બીશો નહિ. તમે હજુ મને ઓળખતાં નથી. હું ચતુરસુજાણ પોપટ છું. તમે તમારે ગુપચુપ બેસી રહો. રાજાની કામવાસનાને હું શાંત પાડીશ.’

પોપટની વાણી ઇંદુમતીને અમૃત જેવી લાગી. એ બોલી: ‘ભાઈ, તો તો તારા જેવા ભગવાને નહિ. જો ને ભાઈ પોપટ, પ્રધાનજી ઘેર નથી અને રાજા રાત જોઈને, એકાંત જોઈને મારું શિયળ લૂંટવા આવ્યા છે.’

પોપટ બોલ્યો: ‘બાઈજી, તમે કોઈ વાતે ગભરાઓ નહિ. મારું ચાલશે ત્યાં સુધી હું તમારું સતીત્વ લુટાવા નહિ દઉં. જોજો ને, હું રાજાની સાન ઠેકાણે લાવીશ. બનશે તો સાપ મરે નહિ અને લાઠી ભાંગે નહિ એવો ઘાટ ઉતારીશ.’

પછી પોપટ રાજાને ઉદ્દેશીને મોટેથી બોલ્યો: ‘પધારો, પધારો, મહારાજ! રાજ્યની તમામ પ્રજા તમારાં બાળક જેવી છે અને તેમાં યે મારા શેઠ પ્રધાનજી તો તમારા પહેલા ખોળાના છોકરા જેવા છે. એમના પર તમે કેટલું બધું વહાલ રાખો છો! અમારાં બાઈજી પણ એ વાતથી અજાણ નથી. આવો, બેસો!

‘અમને ખબર હતી કે તમારા દીકરા ઘેર નથી, એટલે દીકરાના ઘરની સંભાળ લેવા આપ જાતે જરૂર પધારશો. ઘરમાં આપના દીકરા નથી તેથી આપ સહેજ પણ ક્ષોભ લાવશો નહિ. દીકરો નથી, પણ ઘર તો છે ને? દીકરાની વહુ તો છે ને?

‘રાજાજી, ખુશીથી આ સિંહાસન પર બિરાજો, હું તમારી દીકરા–વહુને અબઘડી બોલાવું છું.’

દીવાનખાના અને ઇંદુમતીના ખંડ વચ્ચેના બારણામાં જ પોપટનું પાંજરું લટકાવેલું હતું, એટલે પડખેના ખંડમાં બેઠેલી ઇંદુમતીને ઉદ્દેશીને પોપટ બોલ્યો:

‘બાઈજી, બહાર દીવાનખાનામાં આવો. આ આપણા પિતા, તેમના દીકરાની ગેરહાજરીમાં તમારા ખબરઅંતર પૂછવા આવ્યા છે. સસરા તો બાપના ઠેકાણે કહેવાય, તો શરમ–સંકોચ વગર બહાર આવો અને એમને સુખદુઃખની વાત કરો.’

પોપટની આવી વાણીથી ઇંદુમતીનું હૃદય જાણે

થડકવા લાગ્યું. એને થયું : 'પોપટના આવા બોલથી નંદરાજાને માઠું તો નહિ લાગે ?'

પોપટને ઉદ્દેશી એ હળવે રહીને બોલી : 'પોપટ ! મારા વીરા ! નાને મોંએ બહુ બોલબોલ ના કરીએ. કદાચ મોટા માણુસને ખોટું લાગે. પહેલાં રાજાજીને પૂછ તો ખરો, કે એ શા કામે પધાર્યા છે ?'

પછી એ ડાહીમાની દીકરી નંદરાજાને મોટે છાપરે ચડાવતાં બોલી :

'ભાઈ પોપટ, આપણા આ નંદરાજા તો ધર્મ-રાજાનો અવતાર છે. શાસ્ત્રોના જાણકાર છે. પૂરા પંડિત છે, એટલે આવા મોટા માણુસ આગળ લાંબુંલાંબું ભાષણ ન કરીએ. પોતે જ એવા સમજુ છે, કે આપણે એમને શી શિખામણ દઈએ ?

(ચોપાઈ)

**વિવેક વાત માહરે દિલ વસી, નંદરાયને શીખ જ કશી;**
**કંચન આગળ કથિર તે કશી, ચતુર આગળ કેવી પારશી,[1]**
**હનુમાન આગળ શા ઠેકડા ? કરોડ આગળ શા એકડા ?**
**ચૌદ[2] જાણે તેને શા ચાર[3] ? સત્યવાદીને શાનો ભાર ?**
**પુત્ર આગળ બીજી શી પ્રીત ? વેદ આગળ બીજાં શાં ગીત ?**
**પરબ્રહ્મ આગળ શા પાખંડ ? દૈવગત આગળ તે શો દંડ ?**
**દરિદ્ર આગળ બીજું શું દુઃખ ? સતી સ્ત્રીથી બીજું શું સુખ ?**
**વિપ્ર આગળ બીજી શી નાત ? ખરો કહેવાય તેની શી ખ્યાત ?**

---

૧ છાની વાતચીત; ગુસપુસ. ૨ ચૌદ વિદ્યા. ૩ ચાર વેદ.

રજા[1] આગળ સ્ત્રીનું શું જોર? હેમગિરિ[2] આગળ નવ હોય ચોર.
ગંગા આગળ બીજી શી નદી? ચુગલ[3] આગળ બીજી શી બદી?
શિવપૂજન આગળ શી સિદ્ધ? રાજમહેલ આગળ શી રિદ્ધ?
ભીખથકી તે ભૂંડું કિયું? દેહ ભૂંડી જેહનું રોગિયું;
ચંદ્ર આગળ તે તારો કશો?[4] રવિ આગળ આગિયો જશો.
પુણ્ય આગળ બીજું શું કામ? રામ આગળ બીજું શું નામ?
કાશી આગળ બીજો શો વાસ? સુગંધમાં જેવો બરાસ;
નર્મદા આગળ નિરખણું[5] નથી, જો જો વેદ પુરાણે કથી;
નંદરાયને શીખ દે જેહ, બ્રહ્માએ સરજ્યો નથી તેહ!

પોપટ પણ ભળતામાં ભળ્યો. એણે પણ નંદરાજાને મોટાભા બનાવવામાં કાંઈ મણા ન રાખી. એ બોલ્યો: 'બાઈજી, હૈયામાં મેલા ભાવ સાથે રાજા આવતા હશે? આવે જ નહિ ને!

(ચોપાઈ)

વાડ થઈને ચીભડાં ગળે, સોંઘી વસ્તુ ક્યાંથી મળે?
ખરું ખાતું હોય જો અન્ન, તો જીવે નહિ એકે જંન!
કલ્પવૃક્ષ જો કેરી ખાય, તેનો ચોર ન પેદા થાય;
નવાણ પીતું હોય જો નીર, જીવજંતુ કયમ ધરે શરીર?
મા મારે પય-પીતાં બાળ, સત્યવાદી જો બોલે આળ;
રાજા થઈને લૂંટી લેય, પ્રજા કોણ આગળ જઈને કે'ય?
રામ જપંતા નર્કે જશે, કહો કલ્યાણ જ કોનું થશે?
પિતા પુત્રીશું રમશે જાર, તે વાતનો કો ઓછે પાર?

---

૧ કામી પુરુષ. ૨ સોનાનો પર્વત. ૩ ચાડીચુગલી. ૪ ક્યાં.
૫ જોવાલાયક સ્થળ.

ગંગા ના'તાં પાપી થશે, વેદવચન કેમ સાચાં હશે?
વહાર ત્યાંથી આવે ધાડ, તો પછી ક્યાંથી કરશું આડ?
મેઘ વરસંતા પથ્થર પડે, તેનો વાંક કોને શિર ચડે?
ધણીને વિખ દે ઘરની નાર, કોણ સાચવે તેણે ઠાર?
પુષ્પહાર થઈ વળગે સાપ, ત્યાં તે કોણ જાળવશે આપ?
અમૃત જાણી આપે પીજીએ, વિખ થાય દોષ કેને દીજીએ?
કુંડળ કરડી ખાયે કાન, કોણ આગળ જઈ કહીએ જાણ?
મોટા જાણી જઈએ શરણ, દે ઘાત તો પામીએ મરણ;
ઘરનો દીવાન ચાડી ખાય, તો તે દુઃખ કોને કહેવાય?
જો રળનારો ચોરી કરે, તો ભંડાર શી પેરે ભરે?
છાની થાપણ લોભે લે, તો શાખ આપી કુણ દે?
રાજા થઈ લૂંટી લે આપ, તો પરજાનું પૂરણ પાપ;
રૈયત ઉપર કોપે રાય, રાંક માણસ શું કરે ઉપાય?
તેને પૂછનારો ઈશ્વર એક, વેદવચન કરી જુઓ વિવેક;
રાજા પ્રજાને દુઃખ જ દે, તો તે આગળ નહિ સુખ લે!'

પોપટનાં આવાં હિતવચનોએ રાજાને જગાડ્યો. એનો મોહ ઊતર્યો અને કામ શમવા લાગ્યો. એને પોતાની સ્થિતિનું, માનમરતબાનું ભાન થયું. એને જ્ઞાન થયું. તે આગળ ન વધ્યો, ત્યાં પડેલી પાટ પર જ બેસી ગયો. આમ, રાજા પર અસર થઈ છે, એ જાણીને પોપટે હિંમત કરીને આગળ બોલવા માંડ્યું.

'શેઠાણી, હવે બહાર આવો ને રાજાજીને પાન-સોપારી આપી એમનું સ્વાગત કરો. એ તો તમારા ધર્મના ભાઈ જેવા છે. નની પસલી કરવા પધાર્યા

છે. એમને શિરે તો પૃથ્વીનો ભાર છે. તેઓ આપણા જેવાં નોધારાંનો આધાર છે. તમતમારે નિર્ભય થઈને બહાર આવો!'

પણ ઇંદુમતીની બીક હજુ ગઈ નહોતી. એણે ધીરે સાદે પોપટને કહ્યું:

(દોહરો)

**'કામી કામે આંધળો, ન ગણે બહેન ને બાઈ;**
**માટે તુજને મારશે, છાનો રહે ને ભાઈ!'**

પોપટ કહે: 'શેઠાણી, તમે ભૂલો છો. આ તમારું અજ્ઞાન છે. આપણા રાજા તો ધર્મરાજાનો અવતાર છે અવતાર! અને એમને તમારી સાથે દગો રમવો હોય તો ભરબપોરે તમારી લાજ લે તેવા શક્તિશાળી છે. શું એ પ્રધાનજીને કેદ નથી કરી શકતા? એમના મનમાં કૂડકપટનો લેશ પણ ભાવ નથી. એ તો આપણે ઘેર ભગવાન પધાર્યા છે એમ માનો. જાણે ઘેરબેઠે ગંગા પધારી છે એમ જાણો. એમને 'ભલા પિતાજી' કે 'માડીજાયા વીર' માની જલદી બહાર આવો. આવા ધર્માત્મા રાજા માટે શંકા આણવી એ મહાપાપ છે.'

પોપટનાં આવાં પવિત્ર વચનોથી નંદરાજામાં રહેલું રહ્યુંસહ્યું કામનું ઝેર પણ નીકળી ગયું. શુદ્ધ મને-અને હેઠા જીવે પાટ પર એણે આસન જમાવ્યું. ઇંદુમતી પણ શરમાતીશરમાતી બહાર આવી. એણે

રાજાને પાનસોપારી આપ્યાં અને પૂછ્યું: 'અમ સરખું કંઈ કામકાજ હોય તો કહો. આપ મારા બાપને ઠેકાણે છો. અમને આપનો આશરો મોટો છે. આપ છો એટલે પ્રધાનજી નથી તો પણ મને કશી બીક નથી. આપના દર્શનથી મને ખૂબખૂબ આનંદ થયો છે. પ્રધાનજીની ગેરહાજરીમાં અમારી ખબર લેવા અમારે આંગણે પધાર્યા છો તેથી અમે તમારાં ભારે ઓશિંગણ છીએ.'

ઇંદુમતીનાં આવાં પ્રેમાળ વચનો સાંભળી રાજા અત્યંત પ્રસન્ન થયો. એના હૃદયમાંનો સઘળો મેલ હવે નીકળી ગયો. એણે ઇંદુમતીને પોતાની 'ધર્મની બ્હેન' ગણી.

વાણિયાની દીકરીને વિવેકનું કહેવું પડે ? રાજાને થોડી વાર બેસવાનું કહી પોતે ઝટપટ રસોઈ તૈયાર કરવા માંડી. જોતજોતામાં બત્રીસી રસોઈ ને તેત્રીસાં શાક તૈયાર કરી દીધાં. રાજા માટે નાહવાનું ઊનું પાણી પણ પોતે જાતે મૂક્યું. રાજા નાહવા ઊઠ્યા અને નાહીધોઈને ઇંદુમતીએ ઢાળેલા હીરાજડિત સોનાના પાટલે જમવા બેઠા. સોનાના થાળમાં ઇંદુમતીએ ભાતભાતનાં પકવાન્ન પીરસ્યાં. બધું પીરસાઈ રહ્યું. હજી રાજાની કામવાસના ડંખમાં રહી ગઈ હતી; ઇંદુમતી આ વાત તરત જ સમજી ગઈ; એટલે તે ઊભી થઈ.

રાજા જમવાની શરૂઆત કરે તે પહેલાં રસોડામાંથી રાજા માટે ખાસ ઉકાળેલું દૂધ તે લઈ આવી. એ

મસાલાવાળું સફેદ દૂધ લાલ, લીલા, પીળા, જાંબલી, આસમાની, કાળા એમ ભાતભાતના-રંગરંગીન કાચના પ્યાલાઓમાં ભરી રાજાને ધર્યું. રાજાએ દરેકમાંથી ઘૂંટડો-ઘૂંટડો પીધો. પછી ઇંદુમતીએ પૂછ્યું: 'રાજાજી, દરેકમાંથી દૂધનો તો એક જ સ્વાદ આવે છે કે જુદો જુદો ?'

તરત જ રાજા ઇંદુમતીના આ કાર્યનો મર્મ સમજી ગયો.

એણે મનમાં વિચાર્યું: સ્ત્રીનો આત્મા સફેદ દૂધ જેવો જ છે. જુદાજુદા રંગના પ્યાલાઓમાં દૂધ જુદોજુદો રંગ ધારણ કરે છે; પરંતુ એ તો ભાસ માત્ર છે; એનો સ્વાદ તો એક જ છે. એનો સાચો રંગ તો સફેદ જ છે. શું કાળી કે શું ગોરી, શું રૂપાળી કે શું કદરૂપી-દરેક સ્ત્રીમાં એક જ આત્મા વસે છે.

એ પછી ઇંદુમતીએ રાજાને ઉઠાડ્યો અને પીરસેલો થાળ ઢાંકી મૂક્યો. રાજાને એ પોતાની ગોશાળામાં લઈ ગઈ. ત્યાં જઈ સાથે લીધેલી તાંબડીમાં પોતાની ગોરી, કાળી, રાતી તેમ જ કાબરી ગાયો વારાફરતી, કળામય રીતે રાજાના દેખતાં જ દોહી અને દોહેલું દૂધ રાજાને બતાવતાં કહ્યું: 'રાજાજી, મારા વીરા, આ ગાયો જુદાજુદા રંગની છે, પરંતુ આપ જોઈ શકો છો કે દરેકમાંથી એક જ જાતનું સફેદ દૂધ

નીકળે છે. તેવી રીતે શું પુરુષ કે શું સ્ત્રી, શું રૂપાળી સ્ત્રી કે શું કદરૂપી સ્ત્રી–સૌમાં એક જ આત્મા ને એક જ પરમાત્માનો વાસ છે.'

રાજા નંદસેનનું હૃદય પણ દૂધ જેવું સફેદ થઈ ગયું; સાવ નિર્મળ થઈ ગયું. એ આ સતી સ્ત્રીના ચરણમાં નમવા ગયો. પરંતુ ઇંદુમતીએ એને તેમ કરતાં રોકયો. હવે રાજાએ ઇંદુમતીના આગ્રહને વશ થઈ બહેનને ઘેર ભાઈ ભોજન લે તેવા ભાવથી ભોજન લીધું. પછી વિદાયવેળાએ ઇંદુમતીને પોતાની બહેન કહીને એણે પોતાની સવાલાખની હીરાની વીંટી 'પસલી'માં ભેટ આપી.

રાજાને જતાંજતાં લાગ્યું કે પોતે કૂડા કામ માટે દરવાનને જે કુંડળ આપ્યાં છે તે પાછાં માગી લેવાં જોઈએ. નહિ તો એ કોઈક દિવસ પોતાની ખોટી વાતની સાક્ષી પૂરશે. એટલે દરવાજા આગળ આવતાં જ રાજાએ દરવાન પાસે કુંડળ ખરેખર પાછાં માગ્યાં! દરવાન કહે: 'મહારાજ, આપે જે કામ માટે મને કુંડળ આપ્યાં હતાં તે કામ મેં પાર પાડી આપ્યું; આપને દરવાજા ઉઘાડી મહેલમાં દાખલ થવા દીધા. હવે કુંડળ પાછાં માગો એ ન્યાયની રીત નથી.'

છતાં રાજાએ કુંડળ માટે આગ્રહ કર્યા કર્યો અને કહ્યું: 'ભાઈ, જે કામ માટે હું ગયો હતો, તે

મસાલાવાળું સફેદ દૂધ લાલ, લીલા, પીળા, જાંબલી, આસમાની, કાળા એમ ભાતભાતના–રંગરંગીન કાચના પ્યાલાઓમાં ભરી રાજાને ધર્યું. રાજાએ દરેકમાંથી ઘૂંટડો–ઘૂંટડો પીધો. પછી ઇંદુમતીએ પૂછ્યું: 'રાજાજી, દરેકમાંથી દૂધનો તો એક જ સ્વાદ આવે છે કે જુદો જુદો ?'

તરત જ રાજા ઇંદુમતીના આ કાર્યનો મર્મ સમજી ગયો.

એણે મનમાં વિચાર્યું: સ્ત્રીનો આત્મા સફેદ દૂધ જેવો જ છે. જુદાજુદા રંગના પ્યાલાઓમાં દૂધ જુદોજુદો રંગ ધારણ કરે છે; પરંતુ એ તો ભાસ માત્ર છે; એનો સ્વાદ તો એક જ છે. એનો સાચો રંગ તો સફેદ જ છે. શું કાળી કે શું ગોરી, શું રૂપાળી કે શું કદરૂપી–દરેક સ્ત્રીમાં એક જ આત્મા વસે છે.

એ પછી ઇંદુમતીએ રાજાને ઉઠાડ્યો અને પીરસેલો થાળ ઢાંકી મૂક્યો. રાજાને એ પોતાની ગોશાળામાં લઈ ગઈ. ત્યાં જઈ સાથે લીધેલી તાંબડીમાં પોતાની ગોરી, કાળી, રાતી તેમ જ કાબરી ગાયો વારાફરતી, કળામય રીતે રાજાના દેખતાં જ દોહી અને દોહેલું દૂધ રાજાને બતાવતાં કહ્યું: 'રાજાજી, મારા વીરા, આ ગાયો જુદાજુદા રંગની છે, પરંતુ આપ જોઈ શકો છો કે દરેકમાંથી એક જ જાતનું સફેદ દૂધ

નીકળે છે. તેવી રીતે શું પુરુષ કે શું સ્ત્રી, શું રૂપાળી સ્ત્રી કે શું કદરૂપી સ્ત્રી–સૌમાં એક જ આત્મા ને એક જ પરમાત્માનો વાસ છે.'

રાજા નંદસેનનું હૃદય પણ દૂધ જેવું સફેદ થઈ ગયું; સાવ નિર્મળ થઈ ગયું. એ આ સતી સ્ત્રીના ચરણમાં નમવા ગયો. પરંતુ ઇંદુમતીએ એને તેમ કરતાં રોકયો. હવે રાજાએ ઇંદુમતીના આગ્રહને વશ થઈ બહેનને ઘેર ભાઈ ભોજન લે તેવા ભાવથી ભોજન લીધું. પછી વિદાયવેળાએ ઇંદુમતીને પોતાની બહેન કહીને એણે પોતાની સવાલાખની હીરાની વીંટી 'પસલી'માં ભેટ આપી.

રાજાને જતાંજતાં લાગ્યું કે પોતે કૂડા કામ માટે દરવાનને જે કુંડળ આપ્યાં છે તે પાછાં માગી લેવાં જોઈએ. નહિ તો એ કોઈક દિવસ પોતાની ખોટી વાતની સાક્ષી પૂરશે. એટલે દરવાજા આગળ આવતાં જ રાજાએ દરવાન પાસે કુંડળ ખરેખર પાછાં માગ્યાં! દરવાન કહે: 'મહારાજ, આપે જે કામ માટે મને કુંડળ આપ્યાં હતાં તે કામ મેં પાર પાડી આપ્યું; આપને દરવાજા ઉઘાડી મહેલમાં દાખલ થવા દીધા. હવે કુંડળ પાછાં માગો એ ન્યાયની રીત નથી.'

છતાં રાજાએ કુંડળ માટે આગ્રહ કર્યા કર્યો અને કહ્યું: 'ભાઈ, જે કામ માટે હું ગયો હતો, તે

માટેનો મારો વિચાર પલટાઈ ગયો. પાપમાંથી હું પ્રભુ-કૃપા વડે ઊગરી ગયો. પછી તને કુંડળ શેનાં આપું ?'

દરવાને રાજાને વિધવિધ દૃષ્ટાંત દેવા માંડ્યાં :

'રાજાજી, આપ સરખા દાતારે આખા ગામને જમાડવાનું નોતરું દીધું હોય, પણ કોઈ અભાગિયો તે દિવસે માંદો પડે તો એમાં જમાડનારનો શો વાંક ? કોઈની પાસેથી હાથીઘોડા કે બળદ સારી હાલતમાં વેચાતા લીધા, પરંતુ આપણે ઘેર લાવતાં રસ્તામાં એ ગળિયા થયા કે મરી ગયા તો એમાં વેચનારો શું કરે ? એ કંઈ આપણને દામ પાછું આપે ? અને તમે ભગવાનની દયાએ કરીને શુદ્ધ હૃદયથી પાછા ફર્યા છો, એ તો બહુ રૂડું કામ કર્યું. તમારો ધર્મ જળવાયો, એ બદલ રૈયત તમને શાબાશી આપશે. પણ આપે મને આપેલી ભેટ કિંમતી છે, મારા જીવથી પણ મને વધુ વહાલી છે; તે પાછી નહિ જ આપું ! મને એ કુંડળની પડી નથી; પરંતુ તમે જે પ્રેમથી મને તે આપી હતી તેની પડી છે !'

રાજા પણ દરવાનની વાતથી ખુશ થઈ ગયો. મોટા માણસે આપેલી ભેટ કોઈ પાછી ન આપે એ વાત એ સમજ્યો. દરવાન પર વધુ પ્રસન્ન થઈ એણે પોતાની સવા લાખની શાલ પણ એને કાઢી આપી !

## ૪ : વહેમનું ભૂત

લગભગ અઢી મહિને વિલોચન પ્રધાન કચ્છ દેશથી નવા ઘોડા લઈને રાજ્યધાનીમાં પાછો ફર્યો. પોતાને ઘેર ન જતાં આવ્યો એવો તરત તે રાજાને મળવા ગયો.

સ્વાભાવિક રીતે જ રાજા એના પર ખુશ થયો, અને એને સારા ઘોડા લાવવા બદલ ખૂબખૂબ શાબાશી આપી. પ્રસન્નચિત્તે પ્રધાન પોતાને મહેલે પધાર્યો. પરંતુ આ શું ? પોતાના દરવાનના કાનમાં રાજાનાં નવ હજારનાં કુંડળ તથા એને ખભે રાજાની સવા લાખની શાલ ! આ જોઈને વાણિયો ખૂબ જ ચમકયો; પૂરો વહેમે ભરાયો. બળીને ખાખ થઈ ગયો. એને એ રૂંવેરૂંવે ક્રોધ વ્યાપી ગયો. ક્રોધમાં એણે દરવાનને ધમકાવવા માંડ્યો: 'બોલ, મેં તને શું કામ સોંપ્યું હતું ? આવી રીતે મારો આવાસ રેઢો મૂકવાનો ? લોભે તારાં લક્ષણ ગયાં અને તારી ફરજ તું ચૂકયો !'

દરવાન ગળગળો થઈને કહે: 'પ્રધાનજી, મારી ફરજ હું સહેજે ચૂકયો નથી અને મારા ઉપર આપ નકામા ચિડાયા છો. જેને આપ જેવા પણ રોકી શકતા નથી તેને રોકવાનું મારું શું ગજું ? આમ છતાં પણ જો મારા મનમાં પાપ હોત તો આ ચાડિયા જેવાં કુંડળ ને શાલ હું અત્યારે મારી પાસે કેમ રાખત ? મારી

વાત તો પૂરી સાંભળો!'

પરંતુ ક્રોધથી માણસ આંધળો બને છે; એટલે પ્રધાન દરવાનનું પૂરું સાંભળ્યા કર્યા વગર ધૂંવાંપૂંવાં થતો પોતાની સ્ત્રી ઇંદુમતી પાસે આવ્યો.

પ્રધાનને જોઈ પોપટ અને ઇંદુમતી ઘણાં હરખાયાં, પણ જ્યાં ક્રોધથી રાતાચોળ થઈ ગયેલા પ્રધાનના મોં સામું તેમણે જોયું ત્યાં બન્નેના હોશકોશ ઊડી ગયા.

ઇંદુમતી ઊભી થઈને પતિના ચરણમાં દંડવત્ પડી, પરંતુ પતિએ એને લાત મારીને અળગી કરી. અધૂરામાં પૂરું ઇંદુમતીએ રાજાએ આપેલી વીંટી પહેરી હતી! એ જોઈ પ્રધાનનો ક્રોધ ખૂબ ભભૂકી ઊઠ્યો–જાણે અગ્નિમાં ઘી હોમાયું! એ તો સૂનમૂન થઈ એક બાજુ બેસી રહ્યો. ત્યાં ઇંદુમતી હળવા સાદે બોલી: 'નાથ, મારા પર નાહક શું કામ વહેમાઓ છો? આપનો ક્રોધ જોઈ બધી વાત કહેતાં પણ મારી જીભ ઊપડતી નથી. ભાઈ પોપટ, તું જ બધી વાત તારા શેઠને કહે ને!'

પોપટે પોતાની મીઠી વાણીમાં બનેલી બધી બીના પ્રધાનને કહી સંભળાવી; ઇંદુમતીએ પણ એમાં ટાપશી પૂરી. પરંતુ કોઈ વાતે પ્રધાનનો વહેમ ગયો નહિ. એને તો 'મારું કે મરું?' થઈ ગયું! એ વિચારવા લાગ્યો: 'જો રાજાને મારું છું, તો મારું પ્રધાનપદું ખોઈ બેસું છું અને આ પાપણીને મારું છું, તો સ્ત્રીહત્યાનું પાપ મને લાગે છે!'

કોઈ વાતનો ઉકેલ એને સૂઝ્યો નહિ. એ તડૂકીને ઇંદુમતી તથા પોપટને કહેવા લાગ્યો: 'તમને બેયને હું બરાબર ઓળખું છું! રાજાએ મને ઘોડા લેવા મોકલ્યો ત્યારનું રાજાનું મન મેં પારખી લીધું હતું. પણ મને ખબર નહિ કે મારી સ્ત્રી જ મને આમ દગો દેશે!'

ઇંદુમતી બોલી: 'નાથ, તમે કહો તેના સોગન ખાઉં, પણ અમે આપને કહેલી વાત સાવ સાચી છે.

પ્રધાન કહે: 'જારની જાત, લંપટનો કોલ,
સ્ત્રીના સમ, ફોગટના બોલ!

ભાઈ, સ્ત્રીનો વિશ્વાસ કરું એવો હું ભોળો નથી.'

પોપટ વચમાં બોલ્યો: 'પણ શેઠ, સ્ત્રી-સ્ત્રીમાં પણ ફેર હોય છે, માણસે-માણસે ફેર હોય છે.

એક શંખ નદીમાં એમ ને એમ પડ્યો રહે છે, કોઈ એનો ભાવ પણ પૂછતું નથી, જયારે બીજો શંખ ભગવાન વિષ્ણુના કરકમળમાં બિરાજે છે; એક છીપનું કશું મૂલ્ય હોતું નથી, જયારે એવી જ બીજી છીપમાં જો મોતી હોય તો એની કિંમતનું કંઈ લેખું રહેતું નથી; એક પથ્થર જો એમાંથી મૂર્તિ ઘડાઈ હોય તો દેવળમાં પ્રતિષ્ઠા પામીને પૂજાય છે, જયારે બીજા એવા જ પથ્થરને ધોબી મેલાં કપડાં ધોવાના કામમાં વાપરે છે. એક પાખંડી કવિ ખોટી ખુશામત કરી પોતાનું

## ૫ : શિકારના બહાને

હવે પ્રધાન મનમાં વેર રાખીને પ્રધાનપદું સંભાળે છે, તો રાજા પોતે સતી સ્ત્રીના પ્રભાવથી ઉગરી ગયો જાણી, મનમાં ને મનમાં ઇંદુમતીના ઘણા ગુણ માને છે. એ પ્રધાનને અછોઅછાં વાનાં કરે છે, પરંતુ પ્રધાનના હૃદયમાં વહેમનો કીડો સળવળ્યા જ કરે છે.

ઇંદુમતીને પિયરમાં એક વરસ થવા આવ્યું, તોયે વિલોચન પ્રધાન એને તેડતો નથી. ધીરેધીરે રાજાને આ વાતની જાણ થાય છે. એને મનમાં અત્યંત વેદના ઉપડે છે. પોતાને કારણે એક ગુણિયલ સ્ત્રીને પતિવિયોગ સહન કરવો પડે છે, તે જાણી એના ખેદની સીમા રહેતી નથી. પ્રધાનને એણે ઘણી વાર સમજાવી જોયો, પણ કોઈ વાતે ઇંદુમતીને તેડવા એ તૈયાર થયો નહિ. છેવટે રાજાએ એક યુક્તિ કરી. એક દિવસે પ્રધાનને લઈ પોતે શિકારે નીકળી પડ્યો; સાથે કોઈ કહેતાં કોઈ બીજું માણસ લીધું નહિ. શિકાર કરતાંકરતાં રાજા પ્રધાનને જાણી જોઈને બહુ દૂરદૂર દોરી ગયો ને છેવટે બંને ઇંદુમતીના પિયરના ગામમાં—નયનાવતીમાં આવી પહોંચ્યા. મુકામ દેખીતી રીતે જ ઇંદુમતીના પિતા નયનકમળશા શેઠને ત્યાં જ રાખ્યો.

જ્યારથી પ્રધાનના મનમાં વહેમનો કાંટો ભરાયો છે, ત્યારથી તે સૂનમૂન દશામાં રહે છે. એટલે પોતે પોતાના સસરાને ત્યાં ઊતર્યો છે એનીય એને ગમ રહેતી નથી. વળી રાજા પોતે એને દોરીને ત્યાં લઈ ગયો છે, એટલે એની આમન્યા પણ ઉઘાડી રીતે તે તોડી શકતો નથી. શરમનો માર્યો જે થાય તે જોયા કરે છે.

નયનકમળશા શેઠ નંદસેન રાજાને ઓળખતા હતા; એટલે એમણે એમનો અને જમાઈનો ખૂબ ભાવભીનો આદરસત્કાર કર્યો.

રાજાએ શેઠને એકાંતમાં લઈ જઈ કહ્યું: 'શેઠ, આપણે સંભાળીને કામ લેવાનું છે. કોઈ પણ ઉપાયે એનો વહેમ દૂર થાય એમ કરવાનું છે.'

શેઠ પોતાની દીકરીની બધી વાતથી વાકેફ હતા. એમણે રાજાને કહ્યું: 'જુઓ, હું એવી યુક્તિ રચું છું કે સાનમાં જ અમારા જમાઈ બધી વાત સમજી જાય.'

બંને જણાએ સંતલસ કરી. બધાં જમી રહ્યાં એટલે શેઠે વાત ઉપાડી:

'ચાલો, ત્યારે જરા સોગઠાંબાજી રમવા બેસીએ!'

રાજા કહે: 'એ તો બહુ સરસ!' પછી પ્રધાન તરફ ફરીને કહે: 'કેમ બેસશું ને પ્રધાનજી? બે ઘડી ગમ્મત રહેશે!'

પ્રધાન કહે: 'જેવી આપની મરજી!'

રાજાએ શેઠ ભણી જોઈને કહ્યું: 'પણ આપણે તો ત્રણ જણ જ છીએ; બાજીમાં ચોથો ભિલ્લુ જોઈશે ને?'

શેઠ કહે: 'મહારાજ, તમે શું કામ ગભરાવ છો? ચોથો ભિલ્લુ મારી દીકરી બનશે. એને રમતાં બહુ સરસ આવડે છે.'

સાંજનું વાળુ કરી ત્રણે જણા રમવા બેઠા. ચોથી ઇંદુમતી પણ નીચી નજરે આવી પહોંચી. એક બાજુ રાજા ને પ્રધાન ભિલ્લુ બન્યા ને બીજી બાજુ બાપ-દીકરી ભિલ્લુ બન્યાં.

બાજીની શરૂઆત કરતાં શેઠ બોલ્યા:

'જુઓ, આપણે આ ધર્મની બાજી રમવાની છે. જેના પક્ષે સત્ય હશે તેના પાસા પોબાર પડશે અને જેના પક્ષે અસત્ય હશે તેના પાસા અવળા પડશે. બોલો, મારી વાત સૌને કબૂલ છે ને? આપણી વાતમાં પ્રભુ સાક્ષી છે!'

સૌ કબૂલ થયા.

પછી ચારે જણાં વારાફરતી નીચે પ્રમાણે ચોપાઈઓ બોલી પાસા નાખવા માંડ્યાં:

શેઠ:

**ગંગોદક નિર્મળ જ શું, સદા પવિત્ર જ સાર;**<br>
**તેવું કુળ હોય માહરું, પડ પાસા પોબાર! ૧**

મારું કુળ ગંગાના નિર્મળ નીર જેવું પવિત્ર હોય તો મારા પાસા પોબાર પડો!

રાજા:

**હંસ ગયો સરોવર વિશે, દીઠું અમૃત વાર;**
**પીધા વિણ પાછો ફર્યો, પડ પાસા પોબાર! ૨**

હંસ અમૃત ભરેલા સરોવરે ગયો ને અમૃત પીધા વગર પાછો ફર્યો; આ વાત સાચી હોય તો મારા પાસા પોબાર પડો!

ઇંદુમતી:

**સિંહ, મૂછ, ભોરંગમણિ, કરપી-ધન સતી નાર;**
**જીવતાં પરકર જાય નહિ, પડ પાસા પોબાર! ૩**

આટલાં જણાં જીવતાં તો બીજાને હાથ પડતાં નથી: સિંહ, મર્દની મૂછ, મણિધર સાપ, કંજૂસનું ધન અને સતી સ્ત્રી. જો મારી આ વાત સત્ય હોય તો મારા પાસા પોબાર પડો!

વહેમાયેલો વિલોચન બોલ્યો:

**જે મારગ સિંહ સંચર્યો, ઊભાં તરણ અપાર;**
**તે તૃણ ઊભાં સૂકશે, પડ પાસા પોબાર! ૪**

સિંહ જે માર્ગે પ્રયાણ કરે છે તે માર્ગમાં ભલેને લીલાંછમ અને મન લોભાવે એવાં ઘાસનાં બીડબીડ ઊભાં હોય; પણ એ ઘાસ એમ ને એમ ઊભું ને ઊભું સુકાઈ જશે; પરંતુ સિંહ ભૂખે મરવા છતાં કદાપિ એ

ઘાસ ખાશે નહિ. (એટલે કે મારી વાતમાં હું સિંહની જેમ મક્કમ જ રહીશ.) આ વાત સાચી હોય, તો મારા પાસા પોબાર પડો !

જોવાની જુક્તિ એ બની કે માત્ર વહેમાયેલા વિલોચન સિવાય બધાયના પાસા સવળા પડ્યા !

છતાં વિલોચનના વહેમનો પડદો તૂટતો નથી. એટલે બીજો દાવ શરૂ થયો.

શેઠ :

**આંબે અંબફળ ઊતરે, કેળાં કદળી સાર;**
**બરાસ વાસ તજે નહિ, પડ પાસા પોબાર! ૫**

આંબે તો આંબાનાં ફળ–કેરી જ ઊતરે, કેળ પર કેળાં જ થાય, બરાસમાંથી હમેશાં બરાસની જ સુવાસ આવે (એટલે કે ખાનદાન કુળનાં છોકરાં ખાનદાન જ પાકે); આ વાત જો સત્ય હોય, તો મારા પાસા પોબાર પડો !

રાજા :

**પરચો પ્રત્યક્ષ દેવીનો, ગયો પૂજાને ઠાર;**
**દર્શન પણ સ્પર્શન નહિ, પડ પાસા પોબાર! ૬**

ભાઈ, મને તો સતી સ્ત્રીરૂપી દેવીનો પરચો પ્રત્યક્ષ થયો છે! હું દેવીના ધામમાં ગયો, ત્યારે મને એમનું દર્શન થયું, પણ એમને સ્પર્શવાનો (અડકવાનો) અધિકાર મારો નહોતો; મારી આ વાત સત્ય હોય,

તો મારા પાસા સવળા પડો!

ઇંદુમતી :

> તેજી ન સહે તાજણો, શૂરો ન સહે માર;
> કુવચન સતી સહે નહીં, પડ પાસા પોબાર! ૭

જાતવાન ઘોડાને (તેજીને) તો ટકોરો જ બસ થાય, ચાબખાનો માર એ કદાપિ ન સહન કરે; શૂરવીર પુરુષ કોઈનો માર ખાઈ કદી ઘેર ન આવે; સતી સ્ત્રી ખોટું વચન કદી સહન ન કરે; આ વાત જો સત્ય હોય તો મારા પાસા પોબાર હો!

પ્રધાન :

> તસ્કર કામે નિસર્યો, રત્ન જડ્યાં ભંડાર;
> તે લીધા વિણ કયમ રહે? તો પડ પાસા પોબાર! ૮

ચોર ચોરી કરવા નીકળ્યો છે અને હાથ રત્નોનો ભંડાર આવ્યો છે, તો એમાંથી થોડું પણ એ ચોર્યા વિના કદાપિ રહે? એ હું કેવી રીતે માનું? (અર્થાત્ સામે મારી સ્ત્રી જેવી રૂપાળી સ્ત્રી હોવા છતાં બૂરા ઇરાદાસર ગયેલો રાજા પવિત્ર રહીને પાછો ફરે એ કેવી રીતે મનાય?) આ વાત જો સત્ય હોય તો મારા પાસા પોબાર પડો!

બીજી વાર પણ પેલાં ત્રણ જણાંના પાસા સવળા પડ્યા અને પ્રધાનના અવળા પડ્યા. આથી પ્રધાન જરાક ભોંઠો પડ્યો, છતાં એ બોલ્યો: 'ચાલો,

ત્રીજી વાર દાવ નાખીએ; પછી તમારી વાત મારા ગળે ઉતારવા પ્રયત્ન કરું.'

સૌ કબૂલ થયા, ફરીથી દાવ શરૂ થયો.

શેઠ :

**સીતા સરીખી સુંદરી, કીધા ધર્મ વિચાર;**
**સોને શ્યામ અડે નહિ, પડ પાસા પોબાર! ૯**

સતી સીતા રાવણના હાથમાં પડી છતાં ધર્મના જ વિચાર એણે કર્યા; ખરે, સોનું કોઈ દિવસ કાળું પડતું નથી. જો આ વાત સાચી હોય તો મારા પાસા સવળા પડો!

રાજા :

**અમૃત પીરસ્યું થાળમાં, આપે કરવા આહાર;**
**દીઠું પણ ચાખ્યું નહિ, પડ પાસા પોબાર! ૧૦**

થાળમાં અમૃત પીરસ્યું હોય અને આપણે જમવા બેઠા હોઈએ; પણ ઉપરથી ફરમાન છૂટે એટલે અમૃતને ચાખ્યા વગર, માત્ર એનાં દર્શન કરીને ઊઠવું પડે; આ વાત જો સાચી હોય તો મારા પાસા પોબાર પડો!

ઇંદુમતી :

**ઈશ્વર બેલી સર્વનો, નોધારાં-આધાર;**
**રાખે સત્ય સતી તણું, પડ પાસા પોબાર! ૧૧**

સૌનો બેલી ઈશ્વર છે; નોધારાંનો આધાર એ જ

છે; સતી સ્ત્રીના સતીપણાની રક્ષા પણ એ જ કરે છે: મારી આ વાત સાચી હોય તો મારા પાસા સવળા પડો !

પ્રધાન :

**મીની આગળ પય રહે ? અગ્નિ આગળ ઘૃતધાર ?**
**ભૂખ્યા આગળ ભોજન રહે ? પડ પાસા પોબાર ! ૧૨**

બિલાડી હાથમાં આવેલું દૂધ કોઈ દી છોડે ખરી ? ઘી અગ્નિમાં પડે એટલે ભડકો થયા વગર રહે ખરો ? ભૂખ્યાને ભોજન મળે તો ચટ સાફ કરી નાખે એમાં શી શંકા છે ? મારી આ વાત જો સાચી હોય તો મારા પાસા સવળા પડો !

અચરજની વાત એ હતી કે આ વખતે પણ બધાના દાવ સવળા પડ્યા અને માત્ર પ્રધાનનો દાવ જ અવળો પડ્યો.

ફરી ચોથો દાવ શરૂ થયો.

શેઠ :

**સત્યે બાંધી મેદિની, સત્યે બાંધ્યો સંસાર;**
**હોય જો સત્ય આ સમે, પડ પાસા પોબાર ! ૧૩**

સત્યના આધારે પૃથ્વી ટકી રહી છે; સત્યના આધારે સંસાર ટકી રહ્યો છે અને આ સમયે પણ મારામાં સત્ય હોય તો મારી બાજી ટકી રહો—મારા પાસા સવળા પડો !

રાજા :

રત્ન અમૂલ્ય સોહામણું, લોભે ગયો તે ઠાર;
દીઠું પણ લીધું નહિ, પડ પાસા પોબાર! ૧૪

અમૂલ્ય રત્ન જોઈને તેને લેવા હું લોભનો માર્યો ગયો; પરંતુ એ રત્નના તેજમાં અંજાઈને જ હું પાછો ફર્યો, એને લઈ શકાયું નહિ; (એટલે કે રૂપાળી સ્ત્રીરૂપી રત્નને લેવા હું લોભાઈને ગયો, પણ એનું દર્શન કરીને હું પાવન થયો; મારાથી એની લાજ લેવાઈ નહિ.) આ વાત જો સત્ય હોય તો મારા પાસા સવળા પડો!

ઇંદુમતી :

સત્ય ચૂકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર;
તે ગુણ હોયે મુજમાં, પડ પાસા પોબાર! ૧૫

સતી સાધ્વી સ્ત્રી સત્ય ચૂકે તો તો થઈ રહ્યું! તો તો પૃથ્વીમાં એટલું પાપ વધી જાય કે એનો ભાર એ ઝીલી ન શકે! આવી કોઈ સતી સાધ્વી સ્ત્રીના ગુણ મારામાં હોય તો મારા પાસા સવળા પડો!

પ્રધાન :

અરુણ આગણી ઓસ રહે? ઇંદુ આગળ અંધકાર?
જાર આગળ જુવતી રહે? પડ પાસા પોબાર! ૧૬

સૂર્યના તાપ આગળ ઝાકળ કેટલું ટકી શકે? પૂનમના ચંદ્ર આગળ અંધકાર કયાં સુધી ટકી શકે? તેવી જ

રીતે કામી પુરુષની સમક્ષ રૂપાળી સ્ત્રી નિષ્પાપ રહી શકે ખરી? મારી આ વાતમાં જો સત્ય હોય તો મારા પાસા સવળા પડો!

આ ચોથી વખતે પણ પ્રધાનના પાસા અવળા પડ્યા; એટલે એ ખૂબ જ ઝંખવાણો પડી ગયો. છતાં એના મનમાં પેસી ગયેલું વહેમનું ભૂત નીકળ્યું નહિ.

એણે કહ્યું: 'કંઈ નહિ; ચાલો, આપણે પાંચમી વાર દાવ નાખીએ! પંચ ત્યાં પરમેશ્વર! આ વખતે તમારી વાત સાચી પડશે તો હું માનીશ.'

પાંચમી વારનો દાવ શરૂ થયો.

શેઠ:

**અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા, મંદોદરી નાર;**
**તેવું કુળ હોય આહરું, પડ પાસા પોબાર! ૧૭**

સતી અહલ્યા, સત્યવાદી રાજા હરિશ્ચંદ્રની રાણી તારામતી, દ્રૌપદી, સીતા અને મંદોદરી એ પાંચ મહાસતીઓ જેવી સતી-સ્ત્રીઓ મારા કુળમાં પાકતી હોય તો મારા પાસા સવળા પડો!

રાજા:

**રત્ન અમૂલખ અતિ ઘણું, શોભા નીરખી સાર;**
**લેવા લાલચ નવ કરી, પડ પાસા પોબાર! ૧૮**

એક ઘણા જ કિંમતી (નારી-)રત્નની શોભા જોઈને જ હું ધરાઈ ગયો, એને લેવાની લાલચ મેં ન

ફરી. આ વાત જો સાચી હોય તો મારા પાસા સવળા પડો!

ઇંદુમતી:

**પાપ રહે કાશી ગયે? બ્રહ્મ નિંદે રહે પરિવાર?**
**સ્વામી-વિયોગે સતી રહે? તો પડ પાસા પોબાર! ૧૯**

કાશીની જાત્રા કર્યા પછી માણુસનાં પાપ રહે ખરાં? બ્રાહ્મણુની નિંદા કર્યા પછી કુટુંબ ક્ષેમકુશળ કેટલા દિવસ રહે? એવી જ રીતે પતિનો વિયોગ સતી સ્ત્રી કેટલા દહાડા સહન કરી શકે? જો મારી આ વાતમાં સત્ય હોય તો મારા પાસા સવળા પડો!

પ્રધાન:

**અહિ-મુખે અમૃત ઝરે? ચોર આગળ ભંડાર?**
**કામી આગળ રહે કામિની? તો પડ પાસા પોબાર. ૨૦**

સાપના મોંમાંથી કોઈ દહાડો અમૃત ટપકે ખરું? ચોર ભર્યા ભંડારને કોરે મૂકે ખરો? એવી જ રીતે કામી પુરુષ કામિનીને પવિત્ર છોડે? મારી આ વાત જો સાચી હોય તો મારા પાસા સવળા પડો!

આ પાંચમી વખત પણ પ્રધાનના પાસા અવળા પડ્યા.

પ્રધાન પહેલેથી બોલે બંધાઈ ગયો હતો; એટલે ફરી રમવાનું તો એ કહી શકે એમ હતું નહિ, એટલે બધાંના મોંએ તો એણે કહ્યું: 'સારું ભાઈ, તમારી

વાત સાચી!' પરંતુ મનમાંથી એનો સંદેહ દૂર થયો નહિ. કહ્યું છે:

(ચોપાઈ)

**અસ્ત્ર તણો ઘા રૂઝે સહી, વનિતા–વેર સહેવાયે નહિ!**

હથિયાર વડે કરાયેલો ઘા રૂઝી શકે છે, પરંતુ પોતાની સ્ત્રી પરનો વહેમ કોઈ રીતે દૂર થઈ શકતો નથી!

આથી રાજાના આગ્રહથી એણે પોતાની સ્ત્રીને તેડી જવાની ઉપરઉપરથી હા ભણી, પરંતુ ઇંદુમતીને ખાનગીમાં એણે કહ્યું: 'હું તને પછી તેડી જઈશ.' આમ કહીને એણે વાત ટાળી.

## ૯ : વાવ પર વિશ્રાંતિ

આ પછી રાજા-પ્રધાન પોતાને રસ્તે પડ્યા. ફરતાફરતા તેઓ એક ઘોર જંગલમાં આવી ચડ્યા. બન્ને જણા તરસ્યા થયા હતા, ત્યાં એક સુંદર વાવ તેમના જોવામાં આવી. વાવના કાંઠે વડનું ઝાડ હતું. એની શીતળ છાયામાં તેઓ વિસામો ખાવા ઊતર્યા. પછી ઘોડા ઝાડને થડે બાંધીને વારાફરતી વાવમાં પાણી પીવા જવાનું ઠરાવ્યું.

પહેલાં વાવમાં રાજા ઊતર્યો. હવે રાજાને પ્રધાન ઉપર ખૂબ ખોટું લાગ્યું હતું. એને થતું હતું, કે આટઆટલું કરવા છતાં આ પ્રધાનના મનમાંથી શંકા

નું ભૂત ટળતું નથી! આમ વિચાર કરતોકરતો તે વાવનાં પગથિયાં ઊતરવા લાગ્યો. વાવના છેક સાતમે કોઠે તે આવી પહોંચ્યો. ત્યાં શંખજીરાના ઘણાબધા ગાંગડા પડેલા હતા. રાજાએ તેમાંથી એક ગાંગડો ઉપાડ્યો અને વાવની પથ્થરની ભીંત ઉપર નીચે પ્રમાણે દોહરો લખ્યો :

**હણે વાઘ સૌ જીવને, માંસાહારી ગણાય;**
**પણ પોતાના જ્ઞાનથી, આપ બચ્ચાં નવ ખાય. ૨૧**

માંસાહારી હોવાથી વાઘ જંગલનાં બધાં પ્રાણીઓને હણીને ખાઈ જાય છે, છતાં એને પણ એટલું તો જ્ઞાન છે જ કે પોતાનાં બચ્ચાંને એ ખાતો નથી–એટલે કે તું પ્રધાન છે, તારામાં બુદ્ધિ છે; કાંઈક આડુંતેડું થાય એથી તારા મનમાં શંકા જરૂર ઊપજે; પરંતુ તારે તારા પોતાના ઘરના માણસ–સ્ત્રી પર તો વિશ્વાસ રાખવો જોઈએ ને!

રાજા વાવની બહાર આવ્યો એટલે પ્રધાન પાણી પીવા ઊતર્યો. રાજાએ લખેલો દોહરો એના વાંચવામાં આવ્યો. એટલે એને રાજા પર ખૂબ ખીજ ચડી. જવાબમાં એણે સામો દોહરો લખ્યો :

**ભૂખ્યાને અણભોજ્ય શું? અનાથની શી આશ?**
**જારને મન શી દીકરી? નહિ માબહેન અવાસ. ૨૨**

રાજા, તમે જો સાચા હતા તો કપટ કરીને મને

રાજ્ય બહાર કેમ કાઢ્યો અને એકાંત સાધી મારે ઘેર ગયા? ભૂખ્યો માણસ શું બાકી મૂકે? પોતે જ અનાથ હોય, બીજાની આશા કરતો હોય, ત્યાં એની આશા શું રાખવી? કામી પુરુષને દીકરી કેવી? અરે, એને તો મા શું કે બહેન શું? ઘર શું કે બહાર શું?

આમ પ્રધાન અને રાજા એકબીજાની મર્યાદા લોપી શકતા નથી; મોઢામોઢ કંઈ કહી શકતા નથી. એટલે રાજા-પ્રધાન બહાર આવીને એકમેકને ફરીફરી વાવમાં પોતપોતાના દોહરા વાંચવા મોકલે છે.

રાજા:

ગજેન્દ્ર વશ અંકુશને, નારી તે વશ શર્મ;
અર્ણવ વશ મરજાદને, રાજા તે વશ ધર્મ. ૨૩

ભાઈ, હાથીના માથે ય અંકુશ હોય છે; સ્ત્રીને ખોટું કામ કરતાં શરમ આડી આવે છે; મોટા મહાસાગરને પણ કંઈક માઝા હોય છે; એવી જ રીતે રાજાને પણ ધર્મને વશ થઈ વર્તવું પડે છે.

પ્રધાન:

તરસ્યો જાય તળાવમાં, દેખી અમૃત-તોય;
દીઠે તરસ છીપે નહિ, પાછો ન વળે કોય. ૨૪

ભાઈ, તરસ્યા માણસને ભલેને અમૃતભરેલું તળાવ હાથ આવે; પરંતુ એ અમૃતને જોયાથી કંઈ એની તરસ છીપવાની નથી! એવો કોઈ મૂર્ખો ન હોય

હાથ આવેલા અમૃતને માત્ર જોઈને જ પાછો વળે!

રાજા:

રત્નજડિત હોય મોજડી, શીશ ન બાંધે નેટ;
અમૂલખ છરી કનક તણી, કોઈ ન મારે પેટ. ૨૫

મોજડીને ભલે કિંમતી રત્નો જડી હોય, પરંતુ એનું સ્થાન તો પગમાં જ છે, એને કંઈ માથે બંધાય નહિ. એવી જ રીતે ભલેને છરી સોનાની હોય, પણ એને થોડી જ પેટમાં ખોસાય છે? એટલે કે આપણામાં બુદ્ધિની ગમે તેટલી ચતુરાઈ હોય, પરંતુ તેને ઘરના માણસ પર વહેમ આણવામાં ન વપરાય.

પ્રધાન:

મન વશ હોય જેહનું, સત્ય તજે ન નિર્વાણ;
કપટ કરી નવ મોકલે, લેવાને કેકાણ.× ૨૬

જેનું મન વશ હોય તે તો કોઈ દિવસ પોતાનું સત્ય તજે નહિ અને મને કપટ કરીને ઘોડા લેવા મોકલે નહિ!

રાજા:

નીચ દૃષ્ટિ તે નવ કરે, જે મોટા કહેવાય;
શત લાંઘણ જો સિંહ કરે, તો યે તૃણ નવ ખાય. ૨૭

મહાન પુરુષો તો કોઈ દિવસ નીચ દૃષ્ટિ કરતા

× ઘોડો.

નથી, કોઈ દિવસ ખોટું કામ કરતા નથી. સિંહને ભલેને એકસામટી સો લાંઘણો (ઉપવાસ) થઈ હોય, તો પણ ઘાસને તો એ ભાળે લે જ નહિ ને!

પ્રધાન:

હેતે શું વિખ પીજીએ? સૌ અમૃતને ખાય;
રોષ ધરીને શું કરે? વેળા તેવી રક્ષાય. ૨૮

કોઈ હાથે કરીને ઝેર પીએ ખરું?—આ તો તમે એવું આચરણ કર્યું કે મારા હૃદયમાં વહેમનું ઝેર રેડાયું. નહિતર બધા ય અમૃત ખાવા દોડે! બધાયને સારે સારું હોય તો રુચે!

રાજા:

મૂરખ તો માને નહિ, માને ચતુરસુજાણ;
સત્ય ગયું સર્વે ગયું, બોલે વેદપુરાણ.
સત્ય-આધારે મેદિની, સત્યે દિવાકર સૂર;
તે સત્ય જેણે મૂકિયું, તેં ગયો વહેતે પૂર. ૨૯

હે પ્રધાન, તું ચતુરસુજાણ છે, મૂરખ નથી. એટલે આટલું સમજ કે જેનું સત્ય ગયું તેનું સર્વ ગયું. વેદપુરાણો આ વાતની સાક્ષી પૂરે છે. સત્યના આધારે તો પૃથ્વી ટકી રહી છે. સત્યના આધારે તો સૂર્યદેવ તપી રહ્યા છે. જેણે સત્ય મૂક્યું તેનો સર્વનાશ થયો સમજ.

પ્રધાન :

પુત્ર મિત્ર વહાલા નહિ, નહિ દમડો કે દામ;
પંડિત પ્રધાન વહાલા નહિ, જ્યારે પ્રગટ્યો કામ.
સત્ય શીલ ડહાપણ ગયું, ગયું મમત ને મામ;
પવિત્ર પુણ્ય વહેતું થયું, જ્યારે પ્રગટ્યો કામ.
નાત જાતનો ભય નહિ, નહિ ગોત્રજ ગુણગ્રામ;
રાજા પ્રજાનો ભય નહિ, જ્યારે પ્રગટ્યો કામ.
અળખામણી આખી મેદની, અળખામણા શિવશ્યામ;
આત્મા પણ અળખામણો, જ્યારે પ્રગટ્યો કામ. ૩૦

હે રાજાજી, માણસમાં જ્યારે કામ પ્રગટે છે ત્યારે શું પુત્ર, શું મિત્ર, શું પંડિત કે શું પ્રધાન એ કશાનો વિચાર આવતો નથી. એવા માણસનું સત્ય, શીલ અને ડહાપણ વગેરે પવિત્ર વસ્તુઓ પાણીમાં જાય છે. એવા માણસને નાત-જાતનો, કુળ-ગોત્રનો કે રાજા-પ્રજાનો ભય રહેતો નથી. કામી માણસને આખી પૃથ્વી, ભગવાન તથા ખુદ એનો પોતાનો આત્મા પણ અળખામણો થઈ પડે છે.

રાજા :

કમળ જળમાં નિત્ય રહે, નિમેષ ન ભેદે નીર;
કામ ન ભેદે તેહને, જેનું શુદ્ધ શરીર.
જીભને ચીકટ અડે નહિ, સોને ન અડે શ્યામ;
ગુણને અવગુણ નવ અડે, દુષ્ટ હૃદે નહિ રામ. ૩૧

પાણીમાં કમળ નિશદિન રહે છે, છતાં પાણીથી

તે નિર્લેપ રહે છે. તેવી જ રીતે જેનું મન શુદ્ધ છે તે કામથી મોહિત થતો નથી. જીભને ચીકાશ અડતી નથી; સોનું કોઈ દિવસ કાળું પડતું નથી; દુષ્ટ હૃદયમાં કોઈ દિવસ રામ વસતા નથી; તેવી જ રીતે ગુણવાન પુરુષમાં અવગુણ પ્રવેશી શકતા નથી.

પણ આમાંની કોઈ વાત પ્રધાનના ગળે ઊતરી નહિ. જેમ જેમ રાજા પોતાની અંતરની શુદ્ધિ ખતાવતો ગયો, તેમ તેમ પ્રધાનને વધુ ને વધુ ખીજ ચડતી ગઈ. છેવટનો આ દોહરો લખીને એ છેલ્લી વખત વાવની બહાર આવતો રહ્યો:

**ઉમયા ઈશે નવ જીતિયો, જીત્યો નહિ શ્રીરામ;**
**બ્રહ્માદિક જીત્યો નહિ, એવો અજિત છે કામ.**
**જીત્યો નહિ મહામુનિવરે, નવ જીત્યો રવિચંદ્ર;**
**જીત્યો નહિ વ્યાસ વિચક્ષણે, જીત્યો નહિ સુરઈંદ્ર.**
**જીત્યો નહિ પાંચપાંડવે, જીત્યો નહિ રાવણરાય;**
**જીત્યો નહિ જોરાવરે, કામ અજિત કહેવાય;**
**જીત્યો નહિ કો દેવતા, જીત્યો નહિ કો લોક;**
**જીત્યો કોઈ કહે કામને, તેનું બોલ્યું ફોક.**
**વેદપઠન કવિતાચાતુરી, સઘળી વાત છે સહેલ;**
**કામ દહન મન વશ કરણ, ગગન ચઢણ મુશ્કેલ.**

... ... ... ... ...

**હવે અક્ષર રખે લખો, ડાહ્યા થઈને આપ;**
**મને સિદ્ધ માનું અમો, (લખે) બ્રહ્મહત્યાદિક પાપ.** ૩૨

ડાહ્યા થઈને હવે આગળ કાંઈ ન લખો તો

સારું ! આગળ લખો તો તમને બ્રહ્મહત્યાનું પાપ છે; કેમકે આપની વાત માનવા હું હરગીજ તૈયાર નથી.

પ્રધાનની છેવટની વાત વાંચીને રાજા ખિન્ન મને વાવની બહાર નીકળી આવ્યો; પછી જાણે કંઈ ન બન્યું હોય તેમ બન્ને ઘોડેસવાર થઈ હેતપ્રીતથી વાતો કરતાકરતા આગળ ચાલવા લાગ્યા.

## ૭ : રાજાનું ખૂન !

ચાલતાંચાલતાં તેઓ એક બગીચામાં આવી પહોંચ્યા. મધ્યાહ્ન થયા હતા એટલે બન્નેએ આ બગીચામાં જ એક ચંપાના ઝાડ હેઠળ વિસામો લેવાનું ઠરાવ્યું. પહેલાં રાજાને આડે પડખે થવાનું પ્રધાને કહ્યું. એ મુજબ રાજા પ્રધાનના ખોળાનું ઓશીકું કરીને સૂઈ ગયો. રાજા સૂઈ ગયો, એટલે પ્રધાનનું વેર જાગી આવ્યું. એને થયું: 'આ ઠીક લાગ છે! મારા ઘરની આબરૂ લેનારને લાવ અહીં જ પૂરો કરી નાખું! આગળપાછળ કોઈ જોનારું પણ નથી.'

અને એણે પોતાનું ખંજર કાઢીને ઊંઘતા રાજાના પેટમાં હુલાવી દીધું. રાજાના રામ ત્યાં ને ત્યાં રમી ગયા. એ જ બગીચામાં એક ઊંડો ખાડો ખોદીને પ્રધાને રાજાના મુડદાને દાટી દીધું.

બન્યું એવું કે પ્રધાન જયારે આ અધમ કૃત્ય કરી રહ્યો હતો, ત્યારે બગીચાનો માળી એ જ ચંપાના ઝાડ પર ચઢીને બેઠો હતો. એણે ચૂપચાપ પ્રધાનનું આ કાળું કૃત્ય નજરોનજર જોયું! પરંતુ આ વાતની પ્રધાનને કશી ખબર પડી નહોતી.

પછી પ્રધાને રાજાનો ઘોડો વનમાં રઝળતો મૂકયો અને પોતે પોતાના ઘોડા પર સવાર થઈને રાજધાનીમાં ઘૂસી ગયો. એ વખતે સાંજ પડી ગઈ હતી અને એના હૃદયમાં એક પ્રકારની શાંતિ વળી હતી. સીધો તે રાજમહેલે પહોંચ્યો અને રાણીવાસમાં રાજાજીના ખબરઅંતર પુછાવ્યા! બધાના પેટમાં ધ્રાસકો પડ્યો. સહુને થયું: 'રાજા કયાં ગયા હશે?' દરબારીઓ બધા ભેગા થયા ને વીખરાયા; આમ પાંચ-પાંચ દિવસનાં વહાણાં વાયાં તોયે ન મળ્યો રાજાનો કાંઈ પત્તો કે બત્તો. એટલામાં જંગલમાં રખડતો મૂકેલો રાજાનો ઘોડો ધરતી સૂંઘતો–સૂંઘતો એકલો આવી પહોંચ્યો. સૌને થયું: 'નક્કી રાજાનું કાંઈક અશુભ થયું છે. કદાચ એ મરણ પણ પામ્યા હોય.' હવે કાંઈ રાજા વગર ચાલે? તેથી મહિના સુધી રાહ જોયા પછી સહુએ કામચલાઉ રાજા તરીકે બાળરાજાની નિમણૂક કરી અને પ્રધાન એનો સલાહકાર બન્યો.

આમ કરતાંકરતાં એક વરસ વીતી ગયું, પરંતુ પાપ છાનું કયાં સુધી રહે?

**છાનું ન રહે થયું પ્રભાત, છાની ન રહે પડી જે રાત;**
**છાનો ન રહે ખોદ્યો કૂપ,+ છાનો ન રહે બેઠો ભૂપ.**
**છાનું ન રહે દેહમાં દુઃખ, છાની ન રહે લાગી ભૂખ;**
**છાની ન રહે સ્ત્રીની પ્રીત, છાની ન રહે ઉત્તમની રીત.**
**છાનું ન રહે જે અમલ÷ પીએ, છાનું ન રહે જે દાન જ દીએ;**
**છાની ન રહે વ્યસનની ખાજ, છાની ન રહે ભીતરની દાઝ.**
**છાની ન રહે કીર્તિ કોઈ તણી, છાની ન રહે વિદ્યા ભણી;**
**છાનો ન રહે દાતાર ને જાર,* છાનો ન રહે રાગ ગાનાર.**
**છાની ન રહે વાતો જે નવી, છાનો ન રહે કહેવાયો કવિ;**
**છાનો ન રહે વૂઠયો મેહ, છાનો ન રહે દુખિયો દેહ.**
**મીનીx-ઉદરમાં ન રહે ખીર, છાનું ન રહે નપુંસકનું નીર;**
**છાનું ન રહે કોઈનું આપ, છાનું ન રહે હડકાયું પાપ.**

વખત જતાં પેલા માળીના પેટમાં આ છાની વાત ખદબદ થવા લાગી. અત્યાર સુધી એ મૂંગો બેસી રહ્યો હતો; કેમકે એના મનમાં હતું કે, મોટાની વાતમાં પડવામાં સાર નહિ. પરંતુ આવડી મોટી વાત જાણ્યા પછી બેસી રહેવું એ પણ એને ઠીક લાગ્યું નહિ. એને આ વાતનો કાંઈક ને કાંઈ લાભ ઉઠાવવાનો વિચાર આવવા લાગ્યા. એને વિચાર સ્ફુર્યો: 'લાવ, ત્યારે ચંપાનું ફૂલ લઈ પ્રધાનને ઘેર જાઉં! ચંપાના ફૂલ પરથી, ચંપાના ઝાડ હેઠળ કરેલું પોતાનું કાળું કૃત્ય એ સમજી જશે! પછી એ વાત છાની રાખવા મને કાંઈક ઇનામ આપશે.'

---

+ કૂવો; ÷ કેફી પીણું; * કામી પુરુષ; x બિલાડી.

પરંતુ માળીએ ધાર્યું હતું શું ને થયું શું! ચંપાનું ફૂલ જોઈ, પ્રધાનને પોતે કરેલા રાજાના ખૂનની વાત સાંભરી આવી; પણ એથી તો એ માળી પર ખૂબ જ ચિડાયો. ઉપરથી બે લાત મારી માળીને એણે કાઢી મૂકયો; કેમકે પોતાના પાપની ચાડી ખાનારો કોને ગમે?

ક્રોધમાં ધૂંવાંપૂંવાં થતો માળી ઘેર આવ્યો; એના હૃદયમાં એ વખતે પ્રધાન ઉપર ખૂબ જ ગુસ્સો ચડ્યો હતો. ગુસ્સાના માર્યા એણે રાજાના ખૂનની બધી વાત પોતાની સ્ત્રી–માળણને કહી દીધી.

માળણ બોલી: 'એમ વાત છે ત્યારે! તમે પ્રધાનનું આટલું બધું ઢાંકયું ને એને ત્યાં કંકુના લેવા ગયા ત્યાં તમને મેશના મળ્યા ને! તમારાથી એવા લોક સીધા નહિ થાય! લાઓ, હું જ રાણીજીને બધી વાત કહી આવું!'

માળી ના–ના કરતો રહ્યો, છતાં માળણ જઈને બધી વાત રાણી તથા કુંવરને કહી આવી. છેવટે એણે ઉમેર્યું: 'મારી વાત ખોટી હોય તો અમારા બગીચામાં ચંપાના ઝાડ હેઠળ આવીને ખોદી જુઓ, રાજાનાં હાડકાં નીકળે છે કે નહિ! ન નીકળે તો તમારું ખાસડું ને મારું મોં!'

કુંવરને ખૂબ જ રીસ ચડી. તાબડતોબ પ્રધાનને બોલાવવામાં આવ્યો. કુંવર નાનો તોયે સિં-

ખરચ્યું હતો. એણે પ્રધાનને ખૂબ તતડાવ્યો, એના ઉપર ખૂનનું તહોમત મૂક્યું; પણ પ્રધાને તો પોતાને તદ્દન નિર્દોષ જ જાહેર કર્યો!

એટલે છેવટે કુંવરે ચંપાના ઝાડ હેઠળની જમીન ખોદાવી, તો ત્યાંથી રાજાનાં હાડકાં મળી આવ્યાં. ક્રિયા કરીને હાડકાં ગંગાનદીમાં પધરાવવામાં આવ્યાં.

આમ પ્રધાન જ રાજાનો ખૂની છે એ વાત નક્કી થઈ અને એને મુશ્કેટાટ બાંધવામાં આવ્યો. પછી કુંવરે ભરદરબારમાં એને પૂછ્યું: 'પ્રધાનજી, જે બન્યું હોય તે સાચું કહી દો! નહિતર, આજે તમારા ધડ પર મસ્તક સલામત નથી.'

પ્રધાનને થયું: 'આમેય હું મરવાનો છું તો પછી સાચી વાત શા માટે ન કહેવી? લુંટાયા પછી શો ભો?'

એટલે પહેલેથી માંડીને છેવટ સુધીની બધી વાત એણે કુંવરને ચોખ્ખેચોખ્ખી કહી દીધી.

છેલ્લે કહ્યું: 'કુંવર સાહેબ, મેં આપને સાચે-સાચી વાત કહી દીધી છે. રાજાનો ખૂની હું છું. આપ જે શિક્ષા ફરમાવો તે મને કબૂલ છે. આપના પિતાએ કામવાસના કરી તો મેં એમને મારી નાખવાની પાપ-વાસના કરી.

પરંતુ મારી સ્ત્રી અને પોપટ આ વાત ખોટી
જા રે છે ને રાજાને નિર્દોષ ગણે છે. રાજા પોતે

પણ પોતાની જાતને નિર્દોષ ગણતા હતા; પરંતુ મારા હૃદયમાં જે શંકા જન્મી છે તે કોઈ વાતે શમવાની નથી. એટલે જ મેં આ કૃત્ય કર્યું છે.'

કુંવરે હુકમ કર્યો: 'તો બોલાવો, અઅવડી પોપટને!'

તરત જ પોપટને હાજર કરવામાં આવ્યો.

કુંવરે પોપટને કહ્યું: 'જો તું આ વાતમાં સાચું નહિ બોલે તો તારા પર ચાર હત્યા[1]નું પાપ નાખું છું. માટે જે હોય તે સાચેસાચું કહી દે.'

પોપટે બધી જ વાત સાચેસાચી કહી બતાવી. છેવટમાં કહ્યું: 'કુંવરસાહેબ, પ્રધાન મૂઢ બુદ્ધિના છે; વહેમનું ઝાડ છે. એમને મેં ઘણાંઘણાં દૃષ્ટાંતો આપી સમજાવ્યા, પણ એ એકના બે થયા નહિ! છેવટે એમના કરમે એમને આ મોતની શિક્ષા ભોગવવાની આવી તો છો ભોગવે!'

પ્રધાન બોલ્યો: 'એ તો પોપટને તે દિવસે મેં બહુ માર માર્યો હતો, એટલે મારા પર દાઝ રાખે છે, મને મારી નખાવવા ફરે છે; માટે આમ જૂઠુંજૂઠું બોલે છે. એને કહ્યે તમે મને વગરવાંકે મારશો તો આ જન્મમાં નહિ તો પેલા જન્મમાં હું મારું વેર લઈશ એ નક્કી જાણજો!'

---

૧. ગૌહત્યા, સ્ત્રીહત્યા, બ્રાહ્મણહત્યા અને બાળહત્યા.

કુંવર ન્યાયી હતો. એ કહે: 'પ્રધાનજી, સાચ-જૂઠનું પારખું કર્યા વગર હું તમને નહિ મારું, એટલું નક્કી જાણજો. જુઓ, હવે તમારી સ્ત્રીને અહીં બોલાવું છું.'

## ૮ : સતીનું આક્રંદ

તરત જ ઇંદુમતીને ત્યાં હાજર કરવામાં આવી. પોતાના ચારિત્ર્ય વિશે આટલી બધી ચર્ચા સાંભળી એ સતી સ્ત્રીને ઘણું દુઃખ થયું. ધરતી માગ આપે તો સમાઈ જવાનું એને મન થયું. એને કુંવરે હુકમ કર્યો:

'જુઓ બહેન! ભગવાન માથે રાખીને તમારે સાચેસાચી વાત કહી દેવાની છે.'

બધાને નમસ્કાર કરી ઇંદુમતી બોલી:

(ચોપાઈ)

'સતી જૂઠું બોલે જ્યાહરે,
બ્રહ્માંડ તૂટી પડે ત્યાહરે;
સતી નાર જો બોલે આળ,
તો પૃથ્વી જાય પાતાળ;
સતી સત્ય જો મૂકે આજ,
તો વિશ્વાસનું કોણ રહે કાજ?
અસત્ય નવ બોલું નિરધાર,
સત્યનો ધરતીને આધાર.'

ઇંદુમતીએ બધી જ વાત હતી તેવી કહી દેખાડી

અને અંતે એ બોલી: 'તમારે મારા સાચાપણાની ખાતરી કરવી હોય તો હું બળતા અગ્નિમાં પડું અથવા વગર દેવતાએ ખીર રાંધી બતાવું અથવા જળને બાંધી બતાવું અથવા કાચા તાંતણે હાથીને બાંધી દઉં ! બોલો, તમે કહો તે કરું !'

પ્રધાન વચમાં બોલ્યો: 'એ તો બધા જાદુગરના-નજરબંધીના ખેલ છે. હું એ વાત ન માનું !'

ભરી સભામાં પોતાનો સ્વામી જ પોતાની વાત માનવા તૈયાર નહોતો, એ જાણી ઇંદુમતીના હૃદયમાં ચિરાડો પડ્યો. આ આરોપ તથા બેઆબરૂનું દુઃખ એને અસહ્ય થઈ પડ્યું. એ જાણે ગાંડા જેવી બની ગઈ. એ તો કોઈ સતીની જેમ, માથાના વાળ છૂટા મૂકીને નદી ભણી દોડી. લોકો એની પાછળપાછળ ચાલવા લાગ્યા.

લોકોમાં ભાતભાતની ચર્ચા થતી હતી. કોઈ કહેતું: 'રાજા જૂઠો હતો !' કોઈ કહેતું: 'પ્રધાન જૂઠો છે !' કોઈને વળી ઇંદુમતી પર પણ શંકા જતી હતી !

નદીની રેતમાં ઇંદુમતીએ મોટી ચિતા ખડકાવી; પછી એમાં ચડતાં એ બોલવા લાગી:

'જુઓ કુંવર સાહેબ, હું સતી હોઈશ, તો મારા જમણા અંગૂઠામાંથી અગ્નિ પ્રગટશે ને હું બળી મરીશ.'

પ્રધાન વચમાં બોલ્યો: 'કુંવર સાહેબ, સ્ત્રી-ચરિત્રની વાત તમે ન સમજો. સ્ત્રીના જઠરમાં જઠર [illegible] હોય છે, એનાથી એ બળે છે. એટલું જ ન

મારી સ્ત્રીને યોગની ક્રિયાઓ પણ આવડે છે, એટલે એ રીતે પણ એ બળી શકે. એથી કંઈ ન્યાય તોળ્યો નહિ ગણાય અને એથી એ સતી છે તે વાત પણ સાબિત નહિ થાય.'

પોતે ચિતા પર ચડી એક સતીની રીતે બળી મરવા તૈયાર થઈ છે, છતાં પોતાના પતિની શંકા ટળતી નથી, એ જાણી ઇંદુમતીના આત્માએ અપાર દુઃખ અનુભવ્યું. તે ચિતામાંથી ઊભી થઈ અને એકઠા થયેલા લોકોને બે હાથ જોડી બોલી: 'ભાઈઓ, બોલો હું શું કરું? હું બળી મરું છું તોપણ મારા પરનું કલંક તો ભુસાતું નથી! તમે પંચ છો. પંચ એ જ પરમેશ્વર. તમે કહો તે ન્યાય મારા માથા પર છે!'

ઇંદુમતીનું આવું કારમું આક્રંદ લોકોથી ન જોવાયું. એમનાં હૃદય હચમચી ઊઠ્યાં. એ પ્રધાન પ્રત્યે બોલી ઊઠ્યા:

'પ્રધાનજી, કોઈ વાતે તમે તમારી સ્ત્રીને સતી માનવા તૈયાર નથી, તો પછી તમે કહો તે પરીક્ષામાંથી એ પસાર થાય! એ પરીક્ષામાં એ પસાર નહિ થાય તો એને અમે શંખણી માનીશું; અમે જ એને પંચઈંટાળી* કરીને મારી નાખીશું!......પરંતુ જો

* પહેલાંના વખતમાં દુષ્ટ જનોને લોકો આવી શિક્ષા કરતા. દુષ્ટ જનને જીવતો જ જમીનમાં કેડ સુધી દાટતા, પછી એના પર ઈંટરોડાંનો મારો ચલાવી મારી નાખતા. આને 'પંચઈંટાળી' કહેતા.

એ સાચી કરશે, તો સતીના દિલને દૂભવવા બદલ અગે તમને શૂળીએ ચઢાવીશું એ નક્કી સમજજો !'

પ્રધાન કહે: ' એ વાત કબૂલ ! જો મૂએલા રાજાજીને એ જીવતા કરે તો એ સતી ખરી ! બસ, એના સતનું પારખું આ જ છે; કેમકે મૂએલાને જીવતા કરવાની શક્તિ માત્ર પ્રભુમાં જ છે. આમ એ સતી સાબિત થાય તો પછી ભલે તમે મને મારી નાખો એનો મને વાંધો નથી.'

## ૯ : સત્યનો જય

ઇંદુમતીએ આ વાત સાંભળી. સાંભળતાં જ એ પોતાના હૃદયના ઊંડાણમાંથી પ્રભુની પ્રાર્થના કરવા લાગી. સતીના સાચા હૃદયની પ્રાર્થના પ્રભુના દરબારમાં પહોંચી અને પ્રભુએ શેષનાગને અમૃતનો કૂંપો આપીને સતી પાસે મોકલ્યા. જોતજોતામાં શેષનાગ ઇંદુમતી પાસે અદશ્ય રીતે આવી લાગ્યા અને બે હાથ જોડીને પ્રાર્થના કરતી એ અસહાય અબળાના હાથમાં અમૃતનો કૂંપો મૂકી ગયા. કૂંપો મૂકતાં કાનમાં કહ્યું : ' ઇંદુમતી, કોઈ વાતે ગભરાઈશ નહિ, છેવટે સત્ય જ તરે છે. પ્રભુ તારા સત્યની વહારે ધાયા છે અને આ અમૃતનો કૂંપો આપના મને મોકલ્યો છે. જો, ચંપાના ઝાડ હેઠળ રાજાનું મુડદું દાટેલું હતું ૯

હજુ રાજાના હાડકાનો એક કકડો રહી જવા પામ્યો છે. તે ખોદી કાઢીને એના પર આ અમીનો કૂંપો છાંટજો એટલે એમાંથી રાજા આળસ મરડીને બેઠો થશે!'

પ્રભુની આ અકળ લીલા ઇંદુમતી સિવાય બીજું કોઈ જોઈ શક્યું નહિ. શેષનાગના વિદાય થયા પછી ઇંદુમતીના હૃદયમાં કોઈ અદ્‌ભુત હિંમત આવી. એ બોલી: 'જુઓ ભાઈઓ, એમ હોય તો હું મૂએલા રાજાજીને સજીવન કરું છું! ચાલો, મારી પાછળપાછળ બગીચામાં ચાલો.'

લોકો ઇંદુમતી પાછળ દોરાવા લાગ્યા. ચંપાના ઝાડ નીચેથી ખોદતાં રાજાના હાડકાનો એક કકડો હાથ આવ્યો; પોતાના પાલવ નીચે એ કકડાને ઇંદુમતીએ ઢાંક્યો. પછી પ્રભુસ્મરણ કરી અમીનો કૂંપો છાંટ્યો એટલે ઘડીના છઠ્ઠા ભાગમાં નંદસેન રાજા હાડકાના કકડામાંથી આળસ મરડીને ઊભો થયો.

લોકોએ સત્યનો જયજયકાર બોલાવ્યો.

(ચોપાઈ)

**સત્યે અગ્નિ જાજુલમાન,+ સત્યાધારે પાકે ધાન;**
**પાપે બૂડે, સત્યે તરે, સત્ય થકી સૌ સંકટ હરે.**
**સત્યે સ્વર્ગ ને સત્યે મોક્ષ, સત્ય થકી જાયે સૌ દોષ;**
**સત્ય આધારે રહે છે આકાશ, સત્યે તેજ પૂરણ-પ્રકાશ.**

---

+ જાજ્વલ્યમાન. પ્રકાશિત.

સત્યે જળમાં પૃથ્વી રહે, સત્ય તરે તે સહુ કો કહે;
સત્યે સાક્ષી બોલે સહુ વેદ, સાચું સત્ય તેમાં નહિ ભેદ.
સત્ય ત્યાં ઈશ્વર કેરો વાસ, સત્યે સૂરજ રહે આકાશ;
સત્યે કોટિ બ્રહ્માંડ જ જેહ, સત્ય આધારે વરસે મેહ.
સત્યનું મૂળ ગયું જ્યાહરે, પ્રલયકાળ થયો ત્યાહરે;
સૃષ્ટિ પહેલું સર્જ્યું સત્ય, મોટા પુરુષો વિચારે મત્ય,*
સત્યે હોનાર હોય તે હોય, સત્ય વિના બીજું નહિ કોય.
આદ્ય પુરુષ જેનું છે કુળ, સતી સત્ય કેરું છે મૂળ.
અસત્ય થકી ઈશ્વર છે દૂર, સત્ય તે નારાયણનું નૂર;
સરજનહાર તે સત્ય જ હોય, સત્ય વિના બીજું નવ કોય.
સત્ય તે ઈશ્વર કેરો અંશ, સત્યે સત્ય પુરણ પ્રશંસ;
સત્યે ધરા ધરે નાગેંદ્ર, સત્યે તપે દિવાકર ચંદ્ર.
અસત્ય ત્યાં અદકેરું દુઃખ, સત્ય વાતમાં સઘળું સુખ;
જીત્યો જગ, જેનું સત્ય રહ્યું, સત્ય મૂક્યું તેનું સર્વસ્વ ગયું.
સત્ય ઉપર જેની છે હોડ, તે આગળ ઈશ્વર રહે કરજોડ;
સત્ય સાથે જેનો વહેવાર, તે જાણવો ઈશ્વર-અવતાર.
સત્ય ઉપર નિર્મળ સ્નેહ, તે જાણવો ઈશ્વરનો દેહ.

નંદરાજાએ સૌ પહેલું કામ સતી ઇંદુમતીના ચરણમાં મસ્તક નમાવવાનું કર્યું. પરંતુ લોકો બધા શા માટે ભેગા થયા છે, પોતાના પ્રધાનને શા માટે બાંધ્યો છે, વગેરે કાંઈ જ જ્ઞાન રાજાને નહોતું. પોતાના પ્રધાનને મુસ્કેટાટ બાંધેલો એનાથી ન જોવાયો એટલે એ બોલ્યો : 'ભાઈ, મારા પ્રધાનને આમ શા માટે

* મતિ, બુદ્ધિ.

(ફળશ્રુતિ)

નંદરાય તણી કથા, કવિત ચાતુરી ભેદ;
શ્રોતા વક્તા સાંભળો, કોઈ ન ધરશો ખેદ.
કથા રસિક નંદરાયની, સુણે, શીખે, જે ગાય;
વિજોગ ભાંગે તેહના, આશા પૂરણ થાય.
જ્ઞાન હૃદેમાં ઊપજે, કુબુદ્ધિ ન વ્યાપે દેહ;
સત્ય ઉપર મનસા રહે, નારાયણ શું નેહ,
સત્ય રાખ્યું સતીતણું, રાખ્યું જગતમાં નામ;
લાજ રાખો સહુ લોકની, કરજો રૂડું કામ.
ગાય, શીખે, ને સાંભળે, તેની પહોંચે આશ;
અડસઠ તીરથ એ થકી, ગંગા-યમુના વાસ.

★

વૈદિક વિનય-વેદના ૩૬૦ મંત્રો વિસ્તૃત અર્થ સાથે ૩-૧૨
ભક્તિયોગ-(૮) આવૃત્તિ ૨૭ ... ... ૨-૦
જ્ઞાનયોગ-સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનો સંગ્રહ ૦-૧૨
શ્રી વેદાંતમાર્ગદર્શિની-વેદાંતની સરળ પ્રશ્નોત્તરી ૧-૮
સુબોધરત્નાકર-ધર્મ-નીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દષ્ટાંતો ૧-૮
બળવાન બનો-પં. સાતવલેકરજીકૃત ૦-૧૨
આત્મસાક્ષાત્કારની કસોટી-સ્વા. સ્વયંજ્યોતિતીર્થ ૧-૪
સ્વરૂપવિચાર-ગુરુશિષ્યના સંવાદરૂપે તત્ત્વજ્ઞાનની સમજ ૦-૧૦
અવધૂતગીતા-સુધારાવધારા સાથે બીજી આવૃત્તિ ૧-૪
અષ્ટાવક્રગીતા-મૂળ સાથે સરળ ભાષાંતર ... ૧-૦
વિદુરનીતિ-સરળ અનુવાદ સાથે ... ૧-૦
પ્રભુમય જીવનનું રહસ્ય-ભજનો, ઇત્યાદિ ૧-૦
પ્રભુમય જીવન-સુખી થવાના સરળ ઉપાયો ૦-૧૨
તુકારામ ગાથા-બે ગ્રંથોમાં, ભક્તિ, જ્ઞાન વગેરે ૬-૦
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ-બોધદાયક પ્રસંગો... ૨-૦
સ્વામી રામતીર્થ-(૧) સદુપદેશ, વ્યાખ્યાનો ૩-૦
આખ્યાનમાળા-(૧) શ્રી અનંતપ્રસાદજીકૃત ૩-૦
આખ્યાનમાળા-(૨) બોધક આખ્યાનો ૩-૦
ઉપદેશસારસંગ્રહ-તિરુવલ્લુવરનો વેદ તુલ્ય બોધ ૧-૮
વિચારમાળા-મૂળ સાથે દોહા ને સરળ સમજૂતી ૦-૮
ધમ્મપદ-બૌદ્ધધર્મનું ગીતા જેવું અમૂલ્ય પુસ્તક ૧-૦
મોક્ષમાળા-શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... ૧-૪
સમયસાર નાટક-જૈનતત્ત્વજ્ઞાન સમજાવતું ઉત્તમ પુસ્તક ૩-૦

# જીવનચરિત્રો

| | |
|---|---|
| **સામ્યયોગી વિનોબા**-પ્રવાસ તથા પ્રાર્થના-પ્રવચનોનો સંગ્રહ ... ... ... | ૧-૮ |
| **શ્રી રમણ મહર્ષિ**-સુધારાવધારા સાથે બીજી આ. | ૨-૦ |
| **હંસ મહારાજ**-વેદાંત જેવા ગહન વિષયને વિવિધ દૃષ્ટાંતો દ્વારા સરળ રીતે સમજાવતું પુસ્તક ... | ૨-૮ |
| **સ્વામી આત્માનંદ સરસ્વતી**-ટૂંકું ચરિત્ર ને ઉપદેશો | ૧-૮ |
| **મહર્ષિ દયાનંદ**-નવી આવૃત્તિ... ... ... | ૧-૮ |
| **ભિક્ષુ અખંડાનંદ**-(ચરિત્ર) શ્રી. સોપાન અને શ્રી જ્યોતીંદ્ર દવે કૃત ... ... ... | ૩-૦ |
| **મહાત્મા ટૉલ્સ્ટૉય**-પ્રેરણાદાયી ચરિત્ર ... ... | ૧-૪ |
| **સ્વામી વિવેકાનંદ**-જીવનપ્રસંગો આલેખતું ચરિત્ર | ૪-૦ |
| **સ્વામી રામતીર્થ**-વિસ્તૃત ચરિત્ર તથ. વેદાંત ઉપદેશો | ૩-૮ |
| **ચૈતન્ય મહાપ્રભુ**-ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર ... | ૮-૦ |
| **સંત તુકારામ**--સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... | ૩-૦ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં** ચરિત્રો ... | ૧-૬ |
| **શ્રીરામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં** ચરિત્રો ... | ૧-૦ |
| **ગૌતમ બુદ્ધ**-ચરિત્ર ને ઉપદેશો ... ... | ૧-૪ |
| **સ્વામીશ્રી નિત્યાનંદ**-જીવનચરિત્ર અને ઉપદેશો... | ૦-૮ |
| **ભક્તચરિત્ર**-ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... | ૨-૮ |
| **બૂકર ટી. વૉશિંગ્ટન**-પ્રેરક ને બોધક આત્મકથા | ૧-૮ |
| **યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય**-મહાન યોગીશ્વરનું જીવનચરિત્ર | ૦-૮ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**-ભાગ ૨જો, ૭૦ ટૂંકાં ચરિત્રો | ૩-૦ |

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ